# અપ્સરાનો અવતાર ભાગ ૩.



ભક્તિભાવથી ભરેલા અંતઃકરણને લીધે અમે પણ તેની સમીપે નમન કર્યું અને ઘુંટણ પર પડીને બેઠા. [પૃષ્ઠ ૨૩ મું]

# અપ્સરાનો અવતાર.

## ભાગ ૩ જો.

[કામરૂદેશની મહારાણીના નવા અવતારની વાર્તા]

સંપાદક તથા પ્રકાશક:

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી  પ્રત ૩૦૦૦

સંવત ૧૯૮૬  ઈ. સ. ૧૯૩૦

મુદ્રણસ્થાન : 'વસંત' મુદ્રણાલય

મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા

ઘીકાંટા રોડ, અમદાવાદ.

કીંમત આઠ આના

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
૧૫૨૪૦
ગુજરાતી કોપીરાઈટ-સંગ્રહ

## સંસ્કૃત, ગુજરાતી તથા હિન્દુસ્તાની ભાષામાં છપાયેલા

# જ્યોતિષનાં પુસ્તકોનું સૂચિપત્ર.

આ સૂચિપત્રમાં સંસ્કૃત તથા સંસ્કૃત ટીકાવાળા, સંસ્કૃત તથા ગુજરાતી ટીકાવાળા તેમજ કેવળ ગુજરાતી ભાષાન્તરના, સંસ્કૃત ગથા હિન્દુસ્તાની ટીકાવાળા તેમજ કેવળ હિન્દુસ્તાની ભાષાન્તરના પુસ્તકોની સંપૂર્ણ હકીકત આપવામાં આવેલી છે. આમાં ઈંગ્રેજી તેમજ દેશી પદ્ધતીના પુસ્તકો પણ દાખલ કરેલા છે. જ્યોતીષના પુસ્તકો ખરીદનાર સારૂ આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઈ પડશે. આ સૂચિપત્ર સાથે સામુદ્રિક ગ્રંથ નામનો સંસ્કૃત સાથે સરળ ગુજરાતી ટીકાવાળો ૪૮ પાનાનો ગ્રંથ સામેલ હોવાથી ઉપયોગી છે. પૃષ્ટ સંખ્યા ૧૧૨ છે. ફક્ત ૧॥ આનાની ટીકીટો એક કવરમાં મોકલનારને બુકપોસ્ટથી મોકલવામાં આવશે.

સંસ્કૃત, ગુજરાતી તથા હિન્દુસ્તાની ભાષાના જ્યોતિષના પુસ્તકો મોટા જથામાં અમારે ત્યાં હમેશાં તૈયાર હોય છે.

લખોઃ—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર

ત્રણદરવાજા—અમદાવાદ.

# અપ્સરાનો અવતાર.



## ભાગ ૩ જો.



## પ્રકરણ ૧ લું.



### ભેદી સંદેશવાહિકા અને વિજ્જુલરેહા.

એ ભયભીત થએલા જંગલી લોકો એક પછી એક ચાલ્યા ગયા, એટલે પેલો ધર્મગુરૂ લલિત તરફ વળ્યો અને તેણે આદરથી લલિતને નમન કર્યું, અને કહ્યું: "મહારાજ! તમને શી ઇજા થઈ છે તે હું તમને પૂછવાનો નથી, કારણ કે જ્યારે તમે પેલી પવિત્ર નદીમાં પ્રવેશ કર્યો તે સમયથી જ તમારૂં અને તમારા સાથીનું રક્ષણ એક અદૃશ્ય શક્તિ કરી રહેલી છે; તેથી કોઈ પણ માણસ, ભૂત–પ્રેત કે દેવ–દેવી તમને જરા પણ ઇજા કરવાને શક્તિમાન નથી. છતાં આ દુષ્ટ મનુષ્યોએ તમને હાથ લગાડયો છે, તે કારણથી જે દેવીનો હું સેવક છું તેની એવી આજ્ઞા છે કે જો તમારી ઇચ્છા હોય તો જે જે માણસે તમને હાથ લગાડયો છે તે તે માણસોનો અહીં તમારી આંખોની સામે જીવ લેવામાં આવે; બોલો, તમારી તેવી ઇચ્છા છે?"

લલિતે જવાબ આપ્યોઃ " ના, તેઓ બિચારા પામર હતા, ગાંડા અને આંધળા હતા; અમારી ખાતર તેમનું લોહી રેડાવવા અમે ઇચ્છતા નથી; પરન્તુ બંધુ! તમારૂં નામ શું?"

" મારૂં નામ ઓજસ." એ ધર્મગુરૂએ જવાબ આપ્યો.

" ત્યારે બંધુ ઓજસ! અમારી માંગણી એટલી છે કે કૃપા કરીને અમને ખાવાનું લાવી આપો, અમને આશ્રયસ્થાન આપો અને જે દેવીની હમણાં તમે વાત કહી તે દેવીની હજુરમાં અમને લઇ જાઓ, કારણકે એ દેવીના ભેદી જ્ઞાનની શોધમાં જ અમે અહીં સુધી પ્રવાસ કર્યો છે."

ઓજસે નમન કરીને જવાબ આપ્યોઃ " ભોજન અને આશ્રયસ્થાન તૈયાર છે. તમે એક દિવસ આરામ લ્યો, એટલે આવતી કાલે તમે જ્યાં જવા ઇચ્છો છો ત્યાં તમને લઇ જવામાં આવશે. હવે મારી પાછળ પાછળ આવો." ઓજસ આગળ ચાલ્યો અને ત્યાંથી પચાસેક વાર જેટલે અંતરે આવેલા એક મકાનમાં અમને લઇ ગયો. એ મકાન ઘણું કરીને અતિથિગૃહ જ હશે. તેમાં દીવા બળતા હતા, ઠંડી હોવાથી સઘડીઓ સળગાવેલી હતી અને બે વિશાળ ઓરડાનું તે મકાન બનેલું હતું.

મકાનમાં દાખલ થતાં તે બોલ્યોઃ " પહેલાં તો તમારે થાક ઉતારવા સ્નાન કરવું પડશે અને તમને–" મને ઉદ્દેશીને તે બોલ્યોઃ " પેલા શિકારી કૂતરાના કરડવાથી જે ઇજા થઇ છે તે માટે ઉપચાર કરવો જોઇશે."

મેં પૂછ્યુંઃ " એ તમે કેવી રીતે જાણ્યું?"

ઓજસે ગંભીરતાથી જવાબ આપ્યોઃ " હું તે જાણું તેમાં કાંઈ નવાઇ નથી."

અમે બીજા ઓરડામાં દાખલ થયા. તેમાં દીવો, ઠંડીના નિવારણ માટે સઘડી, સુંવાળાં બિછાનાં, ગરમ શાલો વગેરે તૈયાર હતું. એક બાજઠ ઉપર મલમ, પાટા, ખપાટીયાં વગેરે વસ્તુઓ મારા હાથે ઉપચાર કરવા તૈયાર હતાં. મને કયાં અને કેવી ઇજા થઇ છે તે પણ આ લોકો અગાઉથી જાણી ગયા હતાં. પરન્તુ મેં કશું પૂછયું નહિ કારણકે હું અત્યંત થાકી ગયેલો હતો. પછી ઓાજસે મારો પાટો છોડીને ઘા બરાબર તપાસ્યો. તે તપાસવાની કુશળતા મને એક ડાકટરના જેવી લાગી. તે બોલ્યોઃ "દાઢો ઉંડી બેઠી છે અને એક નાનું હાડકું ભાગ્યું છે પણ તે રૂઝાઈ જશે અને તમને કશી કાયમની ઇજા રહેશે નહિ." પછી તેણે મલમ લગાડીને બહુ કાળજીથી પાટો બાંધ્યો અને કહ્યુંઃ "કાલે સોજો ઉતરી જશે એટલે હું હાડકું બેસાડી દઇશ." બીજે દિવસે ખરેખર તેમજ થયું.

પછી અમે અમારાં ગંદાં તથા લોહી લોહાણ થએલાં કપડાં ઉતારી નાંખીને બીજાં કપડાં પહેર્યાં. પહેલા ઓરડામાં અમારે માટે ભોજન પીરસાઈ ગયું હતું એટલે અમે ત્યાં જઇને ભોજન કરવા બેઠા. જમીને અમે તુરતજ સૂઇ ગયા અને પ્રવાસથી શ્રમિત થએલા અમે તુરતજ ઘસઘસાટ ઊંઘવા લાગી ગયા.

કેટલાક માણસોની ઉંઘ એવી હોય છે કે તેમના ઓરડામાં કોઈ દાખલ થાય કે તુરત તેઓ જાગી જાય છે. હું પણ તેવોજ હતો. રાત્રે હું કારમો જાગી ગયો અને મને લાગ્યું કે ઓરડામાં કોઇ આવ્યું છે. દીવાના પ્રકાશમાં મેં જોયું કે ઓરડાના બારણા પાસે એક પ્રેતાકૃતિ ઊભી છે. તુરત મને સાંભર્યું કે એ પ્રેતાકૃતિ નહિ હોય પણ અમારો ભોમિયો કે જે એક સ્ત્રી હોવાથી આપણે તેને સંદેશ-

વાહિકા તરીકેજ ઓળખીશું તે હોવી જોઇએ. તે લલિતના બિછાના ભણી નીચી વળીને જોઇ રહી હતી. પહેલાં તે તદ્દન ચૂપ હતી, પછી તે જરા ઉતાવળે કણસવા લાગી અને છેલ્લે તેણે ઉંડો-કાળો નિસાસાનો ફુત્કાર કર્યો. હવે હું સમજ્યો કે સંદેશવાહિકા મૂગી તો નથી જ. તે પોતાના દુઃખનો ફુત્કાર મનુષ્યની પેઠેજ કરી શકતી હતી. દુઃખના ઉભરામાં તેના હાથ પણ અમળાઇ જતા મેં જોયા. હવે લલિતને પણ તેની હાજરીની અસર જણાતી હોય એમ મને લાગ્યું, કારણકે તેણે પાસું ફેરવ્યું અને ઉંઘમાં તે કાંઈ અસ્પષ્ટ રીતે બબડવા લાગ્યો. હું તેમાંથી થોડા જ શબ્દો બરાબર સાંભળી અને સમજી શક્યો.

તે બોલ્યોઃ "માયા ! માયા !"

સંદેશવાહિકા તેની તરફ ચાલી અને થોભી. લલિત ઉંઘતોજ હતો પણ ઉંઘતાં ઉંઘતાં તે બિછાનામાં બેઠો થયો અને જાણે કોઇને ભેટવા ઇચ્છતો હોય તેમ તેણે પોતાના બેઉ બાહુ પહોળા કર્યા, અને પછી ધીરા લાગણીભર્યા સ્વરે તે બોલ્યોઃ "માયા ! જીવન અને મૃત્યુની વચ્ચે થઇને મેં તને લાંબે કાળે શોધી કાઢી છે. મારી પાસે આવ, મારી દેવી ! મારી પ્રિયતમા !"

સંદેશવાહિકા લલિત તરફ થોડી વધારે આગળ વધી. હું તેને ધ્રુજતી જોઈ શકતો હતો, અને હવે તો તેણે પણ પોતાના બાહુ પહોળા કર્યા.

બિછાના પાસે આવતાં તે થોભી અને લલિત પાછો સૂઇ ગયો તેણે ઓઢેલી શાલ બાજુએ ખસી ગઇ હતી અને તેની છાતીનો ભાગ ખુલ્લો થઇ ગયો હતો. લલિત પોતાની ડોકમાં જે ચામડાનું

માદળીયું પહેરી રાખતો હતો અને જેમાં તેણે માયાના વાળની લટને સાચવી રાખી હતી તે માદળીયું તેની છાતી પર પડયું હતું. લલિત ઘસઘસાટ ઉંઘતો હતો અને તેની છાતીની સાથે પેલું માદળીયું પણ ઉંચુ નીચું થતું હતું. સંદેશવાહિકાએ પોતાની દષ્ટિને એ માદળિયા તરફ સ્થિર કરી એટલું જ નહિ પણ તેણે એ માદળીયું ખોલીને તેમાંથી વાળની લાંબી ચળકતી લટ બહાર ખેંચી કાઢી. તે એ વાળની લટ તરફ અત્યંત આતુરતાથી જોઇ રહી અને પછી ધીરેથી પાછી એ લટ માદળીયામાં મૂકીને તેને બંધ કરી દીધું. ક્ષણભર તે રડતી–ડુસકાં ભરતી હોય એમ મને લાગ્યું. જ્યારે તે આમ ઉભી હતી ત્યારે સ્વપ્નવશ લલિતે એક વાર ફરીથી પોતાના બાહુ પહોળા કર્યા અને લાગણીભર્યા સ્વરે બોલવા માંડયું: "મારી પાસે આવ, મારી વ્હાલી, મારી પ્રિયતમા ! મારી સુંદરી !"

એજ ક્ષણે એક વિચિત્ર ઝીણી અને તીણી ચીસ નાંખતી એ સંદેશવાહિકા ત્યાંથી બહાર દોડી ગઇ. મેં જોરથી છૂટકારાનો દમ લીધો.

"આ બધું શું ?" એ પ્રશ્ને મને બહુજ આશ્ચર્યચકિત કર્યો અને ગુંચવ્યો. એ સ્વપ્ન તો નહોતું જ. ત્યારે અમને જરા પણ હરકત થવા દીધા વિના અહીં સુધી લાવનાર આ ભોમીયારૂપી સંદેશવાહિકા કોણ હશે ? પોતાના માત્ર હાથનાજ સ્પર્શથી કિંવા હાથ લાંબો કરવાથી જ ઘાતકી જંગલી લોકોને મારી નાંખી શકનાર એ કોણ હશે ? ભૂતની પેઠે તે કાળી રાતે અહીં કેમ આવી હશે ? તેની હાજરીથી હું જાગી ગયો અને લલિતને સ્વપ્ન આવવા માંડયું તેનું કારણ શું ? તેણે પેલી વાળની લટ શામાટે બહાર કાઢીને જોઇ? અથવા તેને શી ખબર કે એ ચામડાના માદળીયામાં જ વાળની લટ

હશે ! અને લલિતના મુખમાંથી સુકોમળ તથા મમતાભર્યાં શબ્દો નીકળતાંની સાથે તે કેમ એકદમ બહાર નાસી ગઇ હશે !"

ધર્મગુરૂ ઓાજસ અમારા ભોમિયાને ન્યાયની અધિષ્ઠાત્રી, સંદેશવાહિકા અને અપરાધીને દંડનારી શક્તિ તરીકે ઓાળખાવતો હતો. તેનું કહેવું એવું હતું કે મહાન આશાદેવીની આજ્ઞાઓનો અમલ કરનારી તે માત્ર સંદેશવાહિકા જ હતી, પણ તે આજ્ઞાઓ એ સંદેશ-વાહિકાની પોતાની પણ કાં ન હોય ? કદાચ આ સંદેશવાહિકાજ માયા પોતે કાં ન હોય ? પણ જો તે માયાજ હોય અને તે આમ પોતાના શરીરપર કપડાં વિંટાળીને રહેતી હોય તો જે માયાને અમે જોઇ હતી તેથી તે કેવળ જૂદી જ માયા હોવી જોઇએ. માયા બુરખો ઓઢીને ફરતી પરન્તુ માયાએ પોતાનું મ્હોં બતાવ્યું તે પહેલાંજ માયાની સુંદરતા અને લાવણ્યની કલ્પના મારામાં જાગૃત થતી હતી, ત્યારે આ સંદેશવાહિકાને જોઇને તો મને જુગુપ્સા ઉપજે છે ! પણ ઓાજસે કહ્યું હતું તેમ તે અર્ધમનુષ્ય અને અર્ધદેવી એવી કોઈ સ્ત્રી હશે અને મહાદેવીએ તેને અમુક—અમુક સત્તા તથા શક્તિ આપી હશે, તે ઉંઘ દર્મિયાન અમારી ખબર લેવા આવી હશે અને મહાદેવીને તે વિષે કાંઇ સમાચાર પહોંચાડવાની તેને આજ્ઞા થઇ હશેઃ આ પ્રમાણે ચિત્ર–વિચિત્ર વિચારો કરતો હું પાછો ઉંઘી ગયો. સ્હવારે જાગૃત થયા પછી કેટલાંક કારણોને લીધે મેં રાત્રે જોએલું દૃશ્ય લલિતને નહિ કહેવાનો નિશ્ચય કર્યો. કેટલાક દિવસ સુધી હું એ નિશ્ચયને વળગી રહ્યો.

સ્હવારે હું ઉઠયો ત્યારે એક પહોર ઉપરાંત દિવસ ચડી ગયો હતો. ઓાજસ મારા બિછાના પાસે આવીને બેઠો હતો. તે મારૂં ભાગી ગએલું હાડકું બેસાડવા આવ્યો હતો. લલિત હજી ઉંઘતો જ

ભારે પાટો છોડતાં તે લલિતને ઉદ્દેશીને બોલ્યોઃ "તે ભલે ઉંઘે, કારણકે તેમણે ખૂબ વેઠયું છે" અને અર્થસૂચક રીતે તે આગળ બોલ્યોઃ "હજી તેમને બહુ વેઠવાનું છે."

મેં પૂછ્યું: "તમે શું કહો છો, બંધુ ઓજસ! તમે તો એમ કહેતા હતા કે અમે આ પર્વત ઉપર સહીસલામત છીએ."

"હા, મેં તેમ કહ્યું હતું, પણ તે તમારા શરીરની સહીસલામતી વિષે કહ્યું હતું. માણસ કાંઇ એકલા લોહી માંસનો બનેલો નથી. તેને મન અને આત્મા હોય છે અને તેને પણ ઇજા થઇ શકે છે."

મેં પૂછ્યું: "મન અને આત્માને ઇજા કરનાર અહીં કોણ છે?"

ઓજસ ગંભીરતાથી બોલ્યોઃ "બંધુ! તમે અને તમારો સાથી આ ભેદભરી ભૂમિમાં કાંઇ સાધારણ પ્રવાસીઓ તરીકે આવ્યા નથી. જો તમે સાધારણ પ્રવાસીઓ હોત તો કયારનાએ મરી ગયા હોત. પરન્તુ તમે ચોક્કસ હેતપૂર્વક આવ્યા છો, હજારો વર્ષોથી છુપાઈ રહેલા ભેદ ઉપરનો પડદો ખસેડીને તેનું રહસ્ય જાણવાને તમે આવ્યા છો. વારૂ, તમારો હેતુ જાણવામાં આવ્યો છે, અને કદાચ તે પાર પણ પડે. પણ જો એ ભેદ ઉપરનો પડદો ઉંચકી લેવામાં આવે તો કદાચ તમે તેથી નિરાશ અને ગાંડા પણ બની જાઓ! કહો, શું તમને ભય લાગતો નથી?"

મેં જવાબ આપ્યો: "કાંઇક ભય લાગે તો ખરો. પરન્તુ મેં અને મારા દીકરાએ અદ્દભુત સ્થળો અને અદ્દભુત વસ્તુઓ જોયાં છે છતાં અમે જીવ્યા છીએ. અમે જીંદગીનો અમર અગ્નિ નાચતો અને ઘુમતો જોયો છે. અમે એક અમર વ્યક્તિના અતિથિઓ થઇ

ચૂકેલા છીએ, અને મૃત્યુને તે વ્યક્તિને જીતી લેતું પણ અમને કશીએ ઇજા નહિ કરતું અમે જોયું છે. શું તમે એમ માનો છો કે હવે અમે ડરી જઇશું? નહિ, અમે તો અમારી ભાગ્યરેખા પૂરી કરવાને આગળ ધપતા રહેવાના."

આ શબ્દો સાંભળીને ઓજસે કશું આશ્ચર્ય દર્શાવ્યું નહિ. મેં કહી છે બધી વાતો તે જાણતો હોય એમ મને લાગ્યું.

મંદ સ્મિત કરીને તેણે જવાબ આપ્યો: "વારુ, એક કલાકમાં તમારે તમારી ભાગ્યરેખા પૂરી કરવાને કૂચ કરવાની છે. મેં તમને જે ચેતવણી આપી છે તે તમારી કસોટી કરવાને મને થએલી સૂચના મુજબ આપી છે, માટે મને માફ કરજો. આ મહારાજને પણ મારે તે ચેતવણી જૂદી આપવાની જરૂર છે?"

"નહિ, કશી જરૂર નથી. છતાં તે જાગે ત્યારે તમારે તેને કહેવું હોય તે કહેજો."

"નહિ, નહિ, તેવી કશી જરૂર નથી. તમે આટલી હિંમતથી બોલો છો, તો એ વળી કેવીએ હિંમતથી જવાબ આપશે, એટલે તેમને કશું કહેવાની મને જરૂર લાગતી નથી. પણ જુઓ, તમારા હાથનો સોજો ઉતરી ગયો અને હાડકું મેં બેસાડી દીધું છે, એટલે હવે રાજનની સાથે લડતી વખતે તમારો હાથ જેવો હતો, તેવો જ થોડા દિવસમાં બની જશે. થોડા જ વખતમાં તમે રાજનને અને તેની સ્ત્રીને અહીં જોશો."

"શું રાજન જીવતો થશે?"

"ના, ના; કાલુનના રાજવંશના નિયમ મુજબ રાજનના મુડદાનો અગ્નિદાહ કરવાને અહીં લાવવામાં આવશે; અને વિજળીસરેહાને કાંઇ પ્રશ્નો પૂછવાના છે એટલે તે પણ આવવાની છે."

"એના પ્રશ્નોનો જવાબ કોણ આપશે ?"

"જવાબ આપનાર એક ભેદી સ્વર છે."

"સ્વર હોય તો તેનો બોલનાર પણ હોવો જોઈએ. જેને તમે દેવી કહો છો તેનો જ શું એ સ્વર હશે ?"

"કદાચ તેમ હોય."

"અને એ દેવી શું એક પ્રેતાત્મા છે ?"

"એ બહુ ચર્ચાસ્પદ બાબત છે. કાલુનના લોકો પાસેથી અને જંગલી લોકો પાસેથી તમે એમજ સાંભળ્યું હશે કે એ દેવી એક પ્રેતાત્મા છે. આપણે હાડ–માંસ અને આત્માના બનેલા છીએ, તે જોતાં એ વાત બુદ્ધિગમ્ય લાગે છે. પણ એ વિષે તમે તમારો નિર્ણય કરી શકો ત્યારે આપણે તે વિષે વધુ વાતચીત કરીશું." એમ કહી ઓજસ મારા હાથનો પાટો પુનઃ બાંધીને જતો રહ્યો.

એકાદ કલાક પછી અમે અમારો પ્રવાસ આગળ શરૂ કર્યો. હું રાજનવાળા ઘોડા પર બેઠો અને લલિતને માટે પાલખી લાવવામાં આવી, પણ લલિતે એક સ્ત્રીની પેઠે તેમાં બેસવાની ના કહી અને મારા ઘોડાની બાજુએ ચાલતા આવવાનું પસંદ કર્યું. પેલા અગ્નિકુંડ પાસેથી અમે પસાર થતા હતા અને અમારો ભોમિયો અથવા તો પેલી સંદેશવાહિકા અમારી સાથે જ હતી. આગળ વધતાં માર્ગમાં જંગલી લોકોનાં ટોળેટોળાં આવીને સંદેશવાહિકા પાસે દંડવત પડી તેને નમન કરવા લાગ્યાં. તેમાં જે સ્ત્રીનો જાન લલિતે બચાવ્યો હતો તે અને તેનો પતિ પણ હતા. તે સ્ત્રીએ લલિત પાસે દોડી આવીને તેના હાથે ચુંબન કર્યું. સંદેશવાહિકાએ તે જોયું અને ઓજસને કાંઇ ઇશારત કરી એટલે ઓજસે તે સ્ત્રીને પૂછ્યું કે તેં એ પવિત્ર પુરુષને તારા ઓઠ કેમ અડાડયા ? સ્ત્રીએ કહ્યું કે મારી ઉપર

તેણે જે ઉપકાર કર્યો છે તેથી આભારની લાગણી દર્શાવવા મેં તેમ કર્યું છે. આ કારણસર ઓજસે તેને માફી આપી અને તેણે તથા તેના પતિએ જે દુઃખ સહન કર્યું હતું તેના બદલામાં તેણે તે સ્ત્રીના પતિને એ લોકોની સરદારી આપવાનું સંદેશવાહિકાનું ફરમાન કહી સંભળાવ્યું અને જણાવ્યું કે જે કોઇ દુષ્ટ કાર્ય કરશે તેને સજા કરવામાં આવશે. એ સ્ત્રી પુરુષ ઓજસનો અને સંદેશવાહિકાનો આભાર માનવા લાગ્યાં પણ તેમને સાંભળ્યા વિના ઓજસે ચાલવા માંડયું. અમે પણ સાથે ચાલવા લાગ્યા.

આગળ ચાલતાં એક ગામડાની પાસેથી પસાર થતાં અમે કાંઇ મંત્રોચ્ચારો સાંભળ્યા અને તત્ક્ષણ એક સરઘસ પસાર થતું જેયું. એ સરઘસને મોખરે મહારાણી વિજ્જુલરેહા ઘોડા પર બેસીને ચાલતી હતી, તેની પાછળ તેનો દાદો શામન હતો અને તેની પાછળ સફેદ ઝભ્ભામાં સજ્જ થએલા ધર્મગુરુઓ હતા. તેઓની વચ્ચે રાજનના મુડદાની શબવાહિની–ઠાઠડી હતી. રાજનનું મ્હોં ખુલ્લું હતું. જીવતાં તેના મુખ પર ઘેલછાની રેખાઓ દેખાતી હતી, પરન્તુ અત્યારે તે વદન પર ગંભીરતા છવાયલી દેખાતી હતી.

અમારી સાથેની સંદેશવાહિકાના સફેદ સ્વરૂપને જોઇને વિજ્જુલરેહાનો ઘોડો ચારે પગે ઉછળ્યો અને તે પડતી પડતી રહી ગઇ. ઘોડાને બરાબર અંકુશમાં લેતાં તે બોલી: "આ કોણ પર્વતની ડાકણ સફેદ ચીંથરામાં વીંટાયલી ઊભી છે અને મહારાણી વિજ્જુલરેહા તથા તેના મરણ પામેલા સ્વામીનો રસ્તો રોકી રાખે છે? મારા અતિથિઓ! તમને ખરાબ સોબત મળી છે અને આ ડાકણ તમને દુર્દશામાં હોમવાને જ દોરી જતી લાગે છે. તમારો એ ભોમીયો તિરસ્કરણીય અને ભયંકર સ્વરૂપનો હોવો જોઇએ; જો તે એક સારી

સ્ત્રી હોત તો તે આમ પોતાના શરીરને ચીંથરાં વીંટાળવાનું પસંદ કરત નહિ અને પોતાનું મ્હોં બતાવતાં ડરત નહિ."

શામને તુરત મહારાણીની ચાળ ખેંચી અને તેને ચૂપ રહેવા કહ્યું. ઓજસે પણ તેને નમન કરીને ખામોશ રહેવા અને એવા ખરાબ શબ્દો નહિ બોલવા કહ્યું; પરન્તુ કોઇ આંતરિક તિરસ્કારની લાગણી વિજળીલરેહામાં જોસબંધ વહેવા લાગી હોય એમ જણાતું હતું. ચૂપ નહિ રહેતાં તે ખૂબ મારીને બોલીઃ "મારા શબ્દો ગમે તે સાંભળે તેનો મને ભય નથી. ઓ ડાકણ! મુડદાને વીંટવા જેવાં જે સફેદ ચીંથરાં તેં વીંટાળ્યાં છે તે કાઢી નાંખ અને તું કોણ છે તે અમને બરાબર જોઈ લેવા દે! ઓ ઘુવડ! આવા તારા બીહામણા પોશાકથી તું મને બ્હીવરાવવા ઇચ્છે છે, પણ હું તારાથી બ્હીવાની નથી."

ઓજસ શાંત સ્વભાવનો હતો; છતાં અકળાઇ ગયો અને બોલ્યોઃ "ચૂપ રહો બાઇ, ચૂપ રહો! તે મહાદેવીની સંદેશવાહિકા છે અને મહાદેવીની જ શક્તિ તે ધરાવે છે."

મહારાણી બોલીઃ "તો એ શક્તિ કાલુનની મહારાણીને કશું કરી શકવાની નથી. જો તેનામાં શક્તિ હોય તો તે બતાવી આપે. જો તેનામાં શક્તિ હોય તોપણ તે કાંઇ તેની પોતાની નથી પરન્તુ પહાડની ડાકણની શક્તિ છે કે જે ડાકણ એક મહાદેવી હોવાનો દાવો કરે છે અને જેણે પોતાની જાદુગરીથી મારા અતિથિઓને મારી પાસેથી ખેંચી લીધા છે તથા આ મારા પતિનું મરણ નીપજાવ્યું છે."

ભયભીત થઈ ગએલો વૃદ્ધ શામન બોલ્યોઃ "ઓ દીકરી! તું ચૂપ રહે!" ઓજસ પોતાના હાથ જોડીને કોઇ અદશ્ય શક્તિને પ્રાર્થના કરવા લાગી ગયોઃ "ઓ સર્વદર્શિની અને સર્વશક્તિમતી

દેવી! તું દયા કરજે અને આ ગાંડી સ્રીના શબ્દો તું ધ્યાનમાં ન લેતાં તેને માફ કરજે, નહિતો તારા સેવકોના હાથ તારા પોતાના એક પરોણાના લોહીથી રાતા થશે અને તારી પૂજાનું પ્રાચીન મહત્ત્વ ઓછું થઇ જશે."

જ્યારે ઓજસ પ્રાર્થના કરતો હતો ત્યારે તેના હાથ આકાશ તરફ ઉંચા પરન્તુ તેની આંખો પેલી સંદેશવાહિકા તરફ લાગી રહેલી હતી. અમે પણ તેની તરફ જ જોઈ રહ્યા હતા. જ્યારે તે પ્રાર્થના કરતો હતો ત્યારે સંદેશવાહિકાનો હાથ થોડો ઉંચો થયો હતો કે જેવી રીતે જ્યારે તેણે પેલા દાઢીવાળા જંગલીને મારી નાંખ્યો ત્યારે પોતાનો હાથ ઉંચો કર્યો હતો, પરન્તુ પછી તે કાંઇક વિચાર કરતી દેખાઈ અને તેણે ઉંચકેલો પોતાનો હાથ વિજ્ઞુલરેહા તરફ લંબાવ્યો એટલે તે ચૂપ થઇ ગઈ, તેની આંખોમાંનો ક્રોધ અદ્રશ્ય થઇ ગયો અને તેના ચહેરાનો રંગ બદલાઇ ગયો. મહારાણી એ અદ્રશ્ય શક્તિથી ખરેખર બ્હી ગઈ અને ફીક્કી પડી ગઇ. તેણે પોતાના ઘોડાને ખૂબ જોરથી એડી મારી એટલે તે ચારે પગે ઉછળતો એક ગામડા તરફ નાસવા લાગ્યો. સરધસ પણ તે જ ગામે જઇને ત્યાં થોડો વખત આરામ લેવાનું હતું.

શામન સરધસની સાથે જવા લાગ્યો એટલે ઓજસે તેના ઘોડાની લગામ પકડી રાખીને કહ્યું: "જાદુગર! યાદ છે ને આ મહારાણીના બાપના મડદાના અગ્નિદાહ વખતે આપણે એક વાર મળ્યા હતા? તું મહારાણીને ચેતવણી આપજે કે આ પ્રદેસની મહાદેવી અને તેની શક્તિમાં રહેલું સત્ય તે કાંઇક પિછાણતાં શીખે અને જરા નમ્રતાથી બોલતાં શીખે. જો તે એક શબને અગ્નિદાહ દેવાના કાર્યમાટે આવેલી ન હોત, તો અત્યારે લેનું ક્યારનું એ મરણ થઇ ગયું હોત

અને તેનું મુડદું પણ તેના સ્વામીની ઠાઠડી સાથે બંધાયું હોત. બસ, હવે આપણે કાલે વધુ વાતચીત કરીશું." એમ કહી ઓજસે લગામ છોડી દીધી અને આગળ ચાલવા માંડયું.

એ જનાજાના સરઘસને તેને માર્ગે જવા દઈને અમે આગળ ચાલ્યા. બેઉ બાજુએ ગીચ વૃક્ષોની હારવાળી ખીણમાંથી અમે પસાર થતા હતા, એટલામાં પેલી ભેદી સંદેશવાહિકા ક્યાંક ગેબ થઈ ગઈ! મેં ઓજસને પૂછ્યું: "શું તે વિજળીલરેહાની પાસે તેની સાથે કાંઈ વિવાદ કરવાને ગઇ છે?"

ઓજસે જવાબ આપ્યો: "ના; આશાદેવીના અતિથિઓ હવે આવી રહ્યા છે તે વિષેની ખબર પહોંચાડવા તે આગળ ગઈ છે."

મેં કહ્યું: "ઠીક." પણ હું સમજી શકયો નહિ કે તે ગઇ કેવી રીતે? મેં તેને આગળ કે પાછળ જતી જોઈ નહોતી, પણ તે એકાએક ગુમ જ થઇ ગઇ હતી! પણ મેં હવે એ વિષેની વાત પડતી મૂકવાનું જ યોગ્ય માન્યું.

---

## પ્રકરણ ૨ જું.

---

### આશાદેવીનું મંદિર.

દિવસનો બાકીનો ભાગ અમે પર્વત ઉપર ચડવામાં ગાળ્યો અને ઓજસ સાથે વાતચીત કરીને જેમ બને તેમ વધુ માહિતી મેળવી. તેની પાસેથી મળેલી માહિતીનો સાર નીચે મુજબ હતો:

હજારો વર્ષ પૂર્વે આ પહાડમાં અગ્નિપૂજા કરનારા લોકો વસતા હતા અને તેમની અધિષ્ઠાત્રી એક સ્ત્રી હતી. લગભગ એ

હજાર વર્ષો પૂર્વે મગધનો એક મોટો સરદાર જેનું નામ રાજન હતું તે અહીં આવીને વસ્યો અને તે કાલુનના મહારાજાને નામે ઓળખાવા લાગ્યો. આ રાજને આશાદેવીનું મંદિર સ્થાપ્યું, તેની પુજારણ કિંવા અધિષ્ઠાત્રી તરીકે એક સ્ત્રીની નીમણુક કરી અને એ અધિષ્ઠાત્રીએ પ્રાચીન ધર્મમતોમાં કેટલોક ફેરફાર કર્યો. તેણે અગ્નિપૂજાનો પંથ કાઢી નાંખ્યો અને પ્રકૃતિપૂજાનો નવો સીધો–સાદો પંથ પ્રચલિત કર્યો, જે પ્રકૃતિપૂજકો આશાદેવીને મહાદેવી રૂપે અને પેલી અધિષ્ઠાત્રીને મહાદેવીની સંદેશવાહિકા, કિંવા અધિષ્ઠાત્રી–પેગંબર તરીકે માનવા લાગ્યા. આ સંદેશવાહિકાને માટે ઓજસ એમ કહેતો હતો કે તે અમર છે, છતાં અમે તેની વાતચીત ઉપરથી એવો સાર તારવ્યો કે જ્યારે એક સંદેશવાહિકા મરણ પામતી કિંવા અગ્નિમાં ગેબ થતી, ત્યારે તેની પુત્રી કે જેનો તેણે જન્મ આપ્યો હોય કિંવા તેણે દત્તક લીધી હોય તે તેની પાછળ સંદેશવાહિકા બનતી અને અધિષ્ઠાત્રી તરીકે ઓળખાતી. મેં પૂછ્યું કે અમે ખુદ આશાદેવી અથવા મહાદેવીનાં દર્શન કરી શકીશું કે નહિ, ત્યારે ઓજસે કહ્યું કે મહાદેવી જવલ્લે જ પોતાનું દર્શન આપે છે. તેનો દેખાવ અને વિશિષ્ટતા કેવાં છે એમ પૂછતાં ઓજસે માત્ર એટલું જ કહ્યું કે તેનો દેખાવ વખતો વખત બદલાતો રહે છે અને તેની ઇચ્છામાં આવે ત્યારે તે હરકોઇ સ્વરૂપ ધારણ કરે છે, કારણકે તે સર્વ શક્તિમતી છે. આશાદેવીના પંથમાં ત્રણસો સાધુઓ અને ત્રણસો સાધ્વીઓ હમેશાં રહેતી અને તેમાં કશો ઘટાડો વધારો થતો નહિ. જેમની ઇચ્છા હોય તે સાધુસાધ્વીઓ પરણી શકતાં અને તેમનાં બાળકોમાંથી સાધુ–સાધ્વીની નવી પ્રજા બનતી. જ્વાળામુખી પર્વતના શિખર પર જે કાણાવાળો કાળો સ્થંભ હતો તે મનુષ્યને હાથે બનેલો હશે કે

કેમ તે વિષે ઓજસે કહ્યું કે તે સ્થંભ કુદરતી છે અને તેના કાણા-માંથી જે પ્રકાશ ચોમેર વિસ્તરે છે તે જ્વાળામુખીના મુખમાંથી ભભુકી ઉઠતા અગ્નિનો હોય છે; એ સ્થંભની હેઠળ મહાદેવીએ સ્થાપેલો અગ્નિકુંડ આવેલો છે. પર્વત ઉપરની વસ્તીના સંબંધમાં ઓજસે અમને કહ્યું કે તે પર બહુધા અર્ધજંગલી જાતિઓ વસે છે. તેઓ બધા આશાદેવીના રાજ્યાધિકારને માને છે અને ખોરાકના પદાર્થો ધાતુઓ વગેરે જે કાંઇ જોઇએ તે મંદિરને અર્પણ કરે છે. સાધુઓ પોતે પણ અનાજની ખેતી કરે છે અને ધાતુઓના ઘાટ ઘડી ઉપયોગમાં લે છે. અહીંનું રાજ્યબંધારણ નીતિને ધોરણે રચાયલું છે અને હજારો વર્ષથી મંદિરવાસીઓએ લડાઇઓ કરીને વધુ પ્રદેશપર રાજ્યાધિકાર ભોગવવાનો લોભ રાખ્યો નથી. અપરાધીઓને સજા મહાદેવી સંદેશવાહિકા દ્વારા કેવી રીતે કરે છે તે અમે જોઈ ચૂકયા હતા. જંગલી જાતોમાં માંહોમાંહે લડાઇ થાય કિંવા તેઓને અને કાલુનના પ્રદેશના લોકોને લડાઇ થાય તે માટે મંદિરવાસીઓ જવાબદાર નહોતા અને જે સરદારો એવી નકામી લડાઇ ઉપસ્થિત કરતા તેઓને અધિકારભ્રષ્ટ કરવામાં આવતા. પર્વત પર વસતી બધી જંગલી જાતો આશાદેવીનું અને તેના મંદિરનું રક્ષણ કરવાને સોગંદથી બંધાયલી હતી અને તે લોકો જરૂર પડતાં ખતમ થઈ જવા માટે પણ હમેશાં તૈયાર રહેતા. એક દિવસ પર્વતવાસી લોકો અને કાલુનના લોકો વચ્ચે મોટી અને છેલ્લી લડાઈ જાગશે જ એમ તેઓ માનતા હતા અને તેથી એ મહાન યુદ્ધ માટે તેઓ હમેશાં તૈયાર રહેવા યત્નો કરતા. ઓજસે કહેલી બધી વાતોનો એટલો સાર હતો.

સૂર્યાસ્તને સમયે અમે એક એવા ઢોળાવ પર આવી પહોંચ્યા કે જે પર્વતના શિખરની આસપાસ ગોળાકારે હજારો એકરના વિસ્તા:-

રમાં આવી રહેલો હતો. ત્યાં ઉંચા પ્રકારની ખેતી થતી હતી અને પુષ્કળ અનાજ પાકતું હતું. આ ખેતરો મંદિરવાસીઓનાં હતાં. આ પ્રદેશ નીચેથી જોઇ શકાય તેમ નહોતું કારણકે તેની ચારે બાજુએ પર્વતમાંથી નીકળેલા બળતા રસની જામી ગયેલી કાળીકાળી ટેકરીઓ આવી રહેલી હતી. એ ટેકરીઓ જ આ રસાળ પ્રદેશનું રક્ષણ કરનાર કિલ્લારૂપી હતી. જ્યારે જ્યારે પર્વતમાંથી બળતો રસ જોર કરીને બહાર નીકળતો ત્યારે ત્યારે તે ઉત્તર અને દક્ષિણ દિશાના ઢોળાવ ઉપર જ પથરાતો અને તેથી આ રસાળ પ્રદેશને કશી હરકત થતી નહિ. એ બળતા રસની જે કિનારીઓ બંધાતી તેથી આ પ્રદેશનું રક્ષણ કરનાર કિલ્લો વધુ ને વધુ મજબૂત થતો જતો. આ રસાળ ખેતરો પસાર કરીને અમે એક નગરમાં આવી પહોંચ્યા. જેઓ ધર્મકાર્યમાં રોકાયલા હોય તે સિવાયના બીજા બધા સાધુઓ એ નગરમાં રહેતા. ત્યાં જંગલી જાતિઓના એક પણ માણસને કે અજાણ્યાને પગ મૂકવાનો અધિકાર નહોતો. આ નગરના માર્ગપર થઇને અમે એક લોખંડના બારણાવાળા દરવાજા પાસે આવી પહોંચ્યા. અહીં અમારી સાથેના બીજા સાધુઓ અમારો ઘોડો લઇને ચાલ્યા ગયા અને માત્ર ઓાજસ એકલો અમારી સાથે રહ્યો. એ દરવાજામાંથી આગળ વધીને એક સાંકડી ગલીમાં થઈ અમે મોટા લોખંડી બારણાંવાળા દરવાજા પાસે આવી ઊભા. આ દરવાજા પણ ઉઘડ્યા અને તત્ક્ષણ તેમાંથી એવો જળહળતો પ્રકાશ બહાર ધસી આવ્યો કે અમે અંજાઇને સ્તબ્ધ થઈ ગયા!

પ્રિય વાચક! કોઇ મંદિરનો વિશાળમાં વિશાળ ગર્ભાગાર–મધ્યખંડ તેં જોયો હોય તેને યાદ કર; પછી તેનાથી બેવડા કે ચોવડા આકારના અત્યંત વિશાળ ખંડની કલ્પના કર! તેમ કરવાથી જ

અમે કેવડા મોટા મંદિરમાં આવી પહોંચ્યા હતા, તેનો તને કાંઇક ખ્યાલ આવશે. પુરાતન કાળમાં તે એક ગુફા હશે, પણ અત્યારે તો મનુષ્યના ટાંકણા તથા હથોડાએ તેને સુંદર ઘાટ આપેલો દેખાતો હતો. એક સમયના અગ્નિપૂજકોનું પણ તે કાર્ય કાં ન હોય?

તમે આશ્ચર્ય પામશો કે આટલા મોટા મંદિરમાં આંખોને આંજી નાંખે તેટલા તીવ્ર પ્રકાશની ગોઠવણ શી રીતે થઇ શકી હશે? હું ધારૂં છું કે તેની તમે કલ્પના કે અટકળ પણ નહિ કરી શકો. મંદિરના ભોંયતળીયાથી તેની છત સુધી અગ્નિજ્વાળા રૂપી બળતા સંખ્યાબંધ થાંભલાનો એ પ્રકાશ હતો. એવી રીતે ભડભડાટ બળતા અઢાર થાંભલા તો હું ગણી ચૂકયો, અને કેટલાક ગણ્યા વિનાના રહ્યા. જેમ પત્થરના થાંભલા સરખે અંતરે અને હારબંધ ગોઠવેલા હોય તેમ એ માત્ર જ્વાળાના જ થાંભલા હતા. પર્વતના પેટાળમાંથી ખોદાયલાં કાણાં દ્વારા ફુટતો એક જાતનો ગૅસ અથવા વાયુ બળવાથી એ જ્વાળા નીકળતી હતી અને મંદિરની છતમાંનાં મોટાં કાણાંમાં અથવા ચીમનીઓમાં તેની શિખા તથા ધુમાડો અદશ્ય થઈ જતાં હતાં. કશી દુર્ગંધ કે ધુમાડો અહીં લાગતાં નહોતાં. બહુ તાપ પણ લાગતો નહોતો, કારણકે બહારની ઠંડીને લીધે આ જ્વાળાઓ માત્ર સાધારણ ઉષ્ણતા જ આપતી હતી અને ચોમેર સફેદ પ્રકાશ ફેલાવતી સર્પવત્ ફુંફાડા મારી રહી હતી. જ્વાળાઓના સુસવાટા સિવાય બીજો કશો સ્વર ત્યાં સંભળાતો નહોતો અને અમારા સિવાય અન્ય કોઇ મનુષ્ય ત્યાં દેખાતું નહોતું. લલિતે ઓજસને પૂછયું: "આ જ્વાળાઓ કોઇ વાર હોલવાઇ જાય ખરી?"

ઓજસે જવાબ આપ્યો: "પુરાતન અગ્નિપૂજકોએ પર્વતના પેટાળમાં બળતા અખંડ અગ્નિને આ મંદિરમાં યુક્તિથી દાખલ કર્યો

છે, એટલે તે કેવી રીતે હોલવાય? તે આદિકાળથી બળે છે અને અનંતકાળ સુધી બળ્યા કરશે; જો કે અમે એવી રીતે વ્યવસ્થા કરી છે કે આ કાણાંઓની આડે એકએક પત્થર આપોઆપ ગોઠવાઇ જાય એટલે અંદરથી ગૅસ–વાયુ નીકળતો બંધ થાય અને જ્વાળા હોલવાઈ જાય. હવે મારી સાથે ચાલો; હું તમને કાંઇ નવું બતાવું."

અમે એ બળતા થાંભલાઓની વચ્ચે થઇને ઓજસની સાથે ગયા. કેટલેક દૂર જતાં એક જમણી બાજુ અને બીજો ડાબી બાજુ એમ બે માર્ગો આવ્યા, જેમાં પણ અગ્નિના થાંભલા બળી રહ્યા હતા. અહીં અમે ક્ષણભર ઊભા રહ્યા એટલામાં બેઉ માર્ગો પરથી કાંઈ પ્રાર્થનાનો ગાન સ્વર સંભળાવા લાગ્યો. એક બાજુએથી સફેદ વસ્ત્રધારી સાધુઓ અને બીજી બાજુએથી સાધ્વીઓ પ્રાર્થનાનું ગાન કરતાં કરતાં હારબંધ આવી રહ્યાં હતાં. તેમની સંખ્યા લગભગ સો જેટલી હશે. ઓજસની ઈશારતથી સાધુઓ અમારી સામે હારબંધ ઊભા રહ્યા અને સાધ્વીઓ તેમની પાછળ ઊભી રહી અને બેઉ હારો ગાવા લાગી. પછી અમે ઓજસની સાથે આગળ વધ્યા અને સાધુઓ–સાધ્વીઓ ગાતાં ગાતાં ચાલ્યાં ગયાં. અમે એક સાંકડી ગલીમાં થઈ આગળ ગયા, તો બે બારણાં આવ્યાં ને બે બારણાં એક ગોળ ચાલીનાં બે છેડાનાં બે મુખદ્વાર હતાં. તે ચાલીમાં પણ અગ્નિસ્થંભો બળતા હતા. હવે અમને સમજાયું કે પર્વતની ટોચ ઉપર જેવો કાણા વાળો ઉંચો થાંભલો હતો તેવા જ આકારનું અને તેવડું જ આ જ્વાલા-મંદિર હતું. દૂરથી નાનો દેખાતો એ કાળો સ્થંભ વસ્તુતઃ કેટલો મોટો અને વિશાળ હશે તેની કલ્પના અમને આ મંદિર ઉપરથી આવી.

એ ગોળાકાર ચાલીની મધ્યમાં એક ચોરસ ઓરડી હતી. તેના દ્વારપર રૂપેરી તારથી ગુંથેલો પડદો લટકતો હતો અને ઓરડીની

ઉપર રૂપાની એક પ્રચંડ મૂર્તિ ઉભી હતી. ઓરડીની બે બાજુએ અગ્નિના થાંભલા ભડભડાટ બળી રહ્યા હતા જેનું પ્રતિબિંબ રૂપાની મૂર્તિની ઉજ્વળ સપાટી ઉપર પડવાથી એ ઝગઝગતો એક દિવ્ય દેખાવ બની રહ્યો હતો. એ મૂર્તિને પાંખો હતી અને મધ્યમ વયની એક સ્ત્રીનો ઘાટ તે રજુ કરતી હતી. તેની ગોદમાં ડાબે હાથે દબાવેલા એક બાળક પુત્રની પ્રતિમા હતી જ્યારે તેનો જમણો હાથ આકાશ તરફ ઉંચો કરેલો હતો. ખરેખર, તે એક મૂર્તિમંત વત્સલ માતાનું સ્વરૂપ હોય એમ દેખાઇ આવતું હતું. તેના હાથમાંનું બાળક ઉંઘતું અને પુરી તંદુરસ્તીમાં મ્હાલતું દેખાતું હતું, છતાં તેના વદન ઊપર ભયની રેખાઓ અંકિત થએલી હતી. તેણે પોતાનો નાજુક હાથ માતાની ગરદનની આસપાસ વીંટાળેલો હતો અને માતા તો તેના રક્ષણ માટે તેને વત્સલતાથી છાતીસરસું ચાંપી રહેલી હોયની! માતા બ્હીતા બાળકને દીલાસો નહિ આપતાં આશ્વાસન અને ધીરજ આપતી હોય તેવી રેખાઓ તેના મુખ પર હતી. લાચારની સંભાળ રાખનારી અને નબળાને બળ આપનારી એ માતા પોતાનો જમણો હાથ ઉંચો કરીને દર્શાવી રહી હતી કે આ જીવનના અનેક ભયોની વચ્ચે આશા તો જરૂર આવવાની જ અને તે ક્યાંથી? ઉંચેથી, આકાશમાંથી, પ્રભુની કુદરતમાંથી! અહો! તે દિવ્ય આકૃતિમાં અને તેની વદનરેખાઓમાંજ જાણે સ્વર્ગનો સીધો માર્ગ અંકિત થએલો હોયની! ટુંકમાં કહીએ બ્હીવેલા બાળકને છાતી સરસું ચાંપી રહેલી એ વત્સલ માતા હતી—મનુષ્યપ્રાણીને તારનારી એ મહાદેવી હતી, આશાદેવી હતી, પ્રકૃતિ માતા હતી!

પેલા સાધુઓ અને સાધ્વીઓ અમારી પાછળ ચાલીની બેઉ બાજુએ એક સાધુ અને એક સાધ્વી એ નિયમ મુજબ ઉભાં રહીને

પ્રાર્થના કરવા લાગ્યાં તે સમયનો અદ્દભુત દેખાવ જોઇને અમારાં અંતઃકરણ ભવ્યતા અને ભક્તિથી ભરાઇ જવા લાગ્યાં. ઓાજસે અમને મૃદુ સ્વરે કહ્યું: " ઓ અતિથિઓ! તમે નજીક આવો અને માતાને નમન કરો." એમ કહી તેણે પ્રતિમા સામે આંગળી કરી.

લલિત બોલ્યો: "પણ માતા કયાં છે? હું તો કોઇને જોતો નથી."

ઓાજસે પેલી પત્થરની ઓરડી તરફ આંગળી કરીને કહ્યું: "માતા અહીં બિરાજે છે." એમ કહી તે અમને તે ઓરડીની નજીક લઈ ગયો. પહેલાં ઓાજસે એ ઓરડીની પાસે ત્રણ વાર દંડવત કરીને નમન કર્યાં અને પછી તે અમારી પાછળ અદબ વાળીને ઊભો રહ્યો. અમે પણ મૌન ઉભા રહ્યા. અમારા અંતઃકરણમાં કાંઇ કાંઈ આશાઓ થનગની રહી હતી. શું અત્યારે અમારી આશાઓ પૂરી થવાની હતી? જેને અમે શોધી રહ્યા હતા તે અમને અહીં મળશે? પેલી ચીંથરા વીંટાળેલી સંદેશવાહિકાનું જ અમને અહીં દર્શન થશે કે કોઇ અદ્દભુત નવીન દેવીનું દર્શન થશે? વર્ષોનો મુસાફરીનો શ્રમ લઇને અમે અહીં આવ્યા હતા અને અમારો એ શ્રમ એળે ગયો છે કે સફળ થયો છે તેની ખબર અમને અહીંજ થોડી વારમાં પડવાની હતી. અમારા બેઉના આત્મા આશાને તાંતણે લટકી રહ્યા હતા. એ આશાતુરતામાં જે કાંઇ સમય ગયો તે અમોને વર્ષો અને સૈકાઓ કરતાં પણ વધુ લાંબો લાગ્યો, અને તે દર્મિયાન કામરૂ દેશની ગુફાઓથી માંડીને અત્યાર સુધીમાં બનેલા બધા બનાવો અમારા મગજમાં એક પછી એક આવીને અદૃશ્ય થઇ ગયા.

—·—

# પ્રકરણ ૩ જું.

## અમારો આદર-સત્કાર.

છેવટે એ ઓરડીના દ્વારપરનો રૂપેરી તારનો પડદો ખસ્યો અને પત્થરમાંથી કોતરી કાઢેલી એ ઓરડીમાં એક સિંહાસન દેખાયું. તે સિંહાસન પર એક આકૃતિ સફેદ વસ્ત્રોમાં ઢંકાઇને બેઠી હતી. મ્હોંથી માંડીને પગ સુધીનાં તેનાં બધાં અવયવો ઢંકાયલાં હતાં. ઓરડીમાં દિવાલોનો પડછાયો પડતો હતો એટલે ખુલ્લા અજવાળાના જેવું સ્પષ્ટ દેખાતું નહોતું, તોપણ એ આકૃતિના હાથમાં એક ચાંદીની ઘંટડીઓવાળો રત્નજડિત રાજદંડ હતો તે સ્પષ્ટ રીતે દેખાયો. ભક્તિભાવથી ભરેલા અંતઃકરણને લીધે અમે પણ ઓાજસ પેઠે તેની સમીપે નમન કર્યું અને ઘુંટણપર પડીને બેઠા. એટલામાં દેવીના હાથમાંના રાજદંડની ઘંટડીઓનો મધુરો અવાજ થયો અને અમે જોયું કે તેણે એ રાજદંડ અમારી તરફ લંબાવ્યો હતો અને એ રીતે તે અમારો આદર કરી રહી હતી. તે મધુર સ્વરે બોલીઃ “ઓ પ્રવાસીઓ! હું તમોને આવકાર આપું છું. તમે અત્યંત દૂર દેશથી અહીં આવ્યા છો અને જોકે તમે જૂદા ધર્મ-પંથના છો છતાં આ પવિત્ર મંદિરને માન આપવાને તમે નમ્યા છો તથા આ મંદિરની શક્તિ તરીકે મને તમે જે માન આપ્યું છે તે માટે હું તમને આવકાર આપું છું. ઉઠો, તમે મનમાં કશો ભય રાખશો નહિ; મેંજ શું તમને અહીં તેડી લાવવા માટે મારી સંદેશવાહિકા અને સેવકોને મોકલ્યાં નહોતાં?”

અમે ધીમેથી ઉઠ્યા અને ચૂપ ઊભા. હવે શું બોલવું તેની અમને સમજ પડતી નહોતી. એ ઓરડીમાંથી ફરીથી સ્વર સંભળાયોઃ

"હું તમોને આવકાર આપું છું અને" લલિત તરફ રાજદંડ લંબાવીને તેણે પૂછ્યું: "તારૂં નામ શું?"

"મારૂં નામ લલિતસિંગ."

"નામ સારૂં છે, તારી દેહાકૃતિને બંધ બેસતું છે; અને તારૂં નામ શું?"

"મારૂં નામ હરપાળ."

"વારૂ, લલિતસિંગ અને હરપાળ! કહો, અહીં તમે શાની શોધ માટે આવ્યા છો?"

અમે એક બીજાનાં મ્હોં ભણી જોવા લાગ્યા. પછી મેં કહ્યું: "અમારી વાત લાંબી અને વિચિત્ર છે. પણ અમારે તને શા નામથી સંબોધવી?"

"અહીં મને તમે 'આશા'ને નામે સંબોધી શકશો."

મેં મારા મનને પ્રશ્ન કર્યો કે અહીં જો તેને આશાને નામે સંબોધી શકાશે, તો બીજે વળી શું તેનું બીજું કાંઈ નામ હશે? આશાએ મને આગળ કહ્યું: "મારે તમારી એ બધી વાત સાંભળવી છે પરન્તુ અત્યારે તે બધી નહિ કારણકે તમે થાકેલા છો અને તમને આરામની જરૂર છે. ઓ પ્રવાસીઓ! આ મંદિરમાં કેવળ એકધારૂં જીવન જીવાય છે અને તેમાં વિવિધતાને સ્થાન નથી; અને વિવિધતા સિવાય કોનું હૃદય ઉલ્લસિત બને? એટલે બહારની દુનિયાની નવી વાતો સાંભળવાનું હું પસંદ કરૂં છું. તેટલા માટે, લલિત! તું મને તારી વાત પહેલાં કહે. યાદ રાખજે કે હું ન્યાય અને સત્યની અધિષ્ઠાત્રી છું; મારી પાસે જૂઠું બોલી શકાતું નથી."

લલિત બોલ્યો: "હે દેવી! હું તારી પાસે સત્ય વાતજ કહીશ. ઘણાં વર્ષો અગાઉ જ્યારે હું જુવાન હતો, ત્યારે હું અને મારા આ...

પાલક પિતા બેઉ જૂના ઇતિહાસની વાતોને આધારે કામર દેશમાં ગયા હતા, જ્યાં અમને એક દિવ્ય સ્ત્રીનો ભેટો થયો હતો. તે સ્ત્રીએ કાળને જીતી લીધો હતો."

"ત્યારે તો તે સ્ત્રી અતિવૃદ્ધ અને કદરૂપી હશે."

"હું એમ કહું છું કે તેણે કાળને જીતી લીધો હતો એટલે તેના શરીર પર કાળની અસર થઈ શકી નહોતી; અર્થાત્ તે અમર જુવાની ધરાવતી હતી અને કદરુપી સ્ત્રી નહિ પણ સુસ્વરૂપ સ્ત્રી હતી."

"એટલે પછી તેની સુંદરતાને કારણે બીજા પુરૂષોની પેઠે તેં પણ તેની પૂજા કરી હશે !"

"ના, મેં તેની પૂજા કરી નહિ, પણ મેં તેની ઉપર પ્રેમ ધર્યો. ઓજસ તને પૂજે છે અને તને માતા કહે છે. મેં તે અમર સ્ત્રીને માત્ર ચાહી."

"તો તું તેને હજી પણ ચાહતો જ હશે; પણ ના, પ્રેમ અમર નથી, મૃત્યુપાત્ર છે."

લલિતે જવાબ આપ્યો: "જોકે તે મરણ પામી છે, તોપણ હજી હું તેને ચાહું છું."

"એમ કેમ ? તું તો હમણાં એમ કહેતો હતો કે તે અમર હતી!"

"દૈવયોગે તે માત્ર મરણ પામતી દેખાઇ હતી; કદાચ તે રૂપાંતર પણ પામી હોય, પણ મેં તેને ગુમાવી અને હું તેને વર્ષોથી શોધ્યા કરૂં છું."

"ત્યારે લલિત ! તું તેને મારા પર્વતમાં કેમ શોધે છે ?"

"કારણકે એક દિવ્ય દર્શને મને અહીં આવીને ભેદી સ્વરનો જવાબ મેળવવાની પ્રેરણા કરી હતી. હું અહીં મારી ખોવાઇ ગએલી

પ્રિયતમાના ખબર મેળવવા આવ્યો છું કારણકે અહીં સિવાય બીજે કશેથી એ ખબર મને મળે તેમ નથી."

"અને હુરપાળ! તું પણ મૃત્યુને તાબે થતી કહેવાતી કોઈ અમર સ્ત્રીને ચાહે છે કે?"

મેં જવાબ આપ્યો: "જ્યાં મારો પાલિત પુત્ર જાય, ત્યાં તેની સાથે જવાના મેં સોગંદ લીધા છે. તે એક મૃત્યુ પામેલી સુંદર સ્ત્રીની પાછળ જાય છે—"

"અને તું તેની પાછળ જાય છે. એટલે કે તમે બેઉ એક સુંદરીની પાછળ પડ્યા છો, કે જેવી રીતે પુરુષો આંધળા–ગાંડા બનીને કરતાજ આવ્યા છે."

મેં જવાબ આપ્યો: "નહિ; જો પુરુષો આંધળા હોત તો તેઓ સુંદરતાને જોઈ શકત જ નહિ અને તેઓ ગાંડા હોત તો આંખે જોયા છતાં તેઓ સુંદરતાને ઓળખી શકત નહિ. સમજશક્તિ અને દૃષ્ટિ તો ડાહ્યા પુરુષે માંજ હોય છે, દેવી!"

"તું હાજરજવાબી અને હોંશિયાર છે હોં, હુરપાળ!" દેવી બોલી: "હવે મને કહે, મારી સેવિકા કાલુનની મહારાણીએ તમો બેઉનો પોતાના નગરમાં સારી રીતે સત્કાર કર્યો હતોને? અને મેં તેને આજ્ઞા કરી હતી તે પ્રમાણે તમને આ તરફ તુરતજ રવાના કરી દીધા હતાને?"

મેં જવાબ આપ્યો: "એ તારી સેવિકા કે દાસી છે તે અમે જાણતા નહોતા. અમારો આદર સત્કાર તો ત્યાં ઠીક થયો હતો, પણ એ વાત જવા દો; વસ્તુતઃ કાલુનના રાજદરબારમાંથી અહીં અમને ઉતાવળે ખેંચી આણનાર તો વિજ્જુલરેહાના પતિ રાજનના

શિકારી કૂતરાઓ જ છે! હે દેવી! અમારી મુસાફરી વિષે તું શું જાણે છે તે અમને કહે."

તેણે બેદરકારીથી જવાબ આપ્યો: "હું બહુ થોડું જાણું છું. ત્રણેક માસ પૂર્વે મારા બાતમીદારોએ તમને દૂરના પર્વતો પર જોયા હતા અને તમારી નજીક ગુપચુપ સંતાઇ રહીને આ પ્રવાસના હેતુ વિષેની તમારી વાતો સાંભળી હતી. તેમણે મને એ બધી બાતમી આપી, તે ઉપરથી મેં કાલુનની મહારાણી અને તેના દાદા **શામનને** આજ્ઞા કરી કે 'તમારે એ પ્રવાસીઓનો આદરસત્કાર કરવો અને તમને ઉતાવળે અહીં પહોંચાડવા.' પરન્તુ તમને તો અહીં આવતાં બહુ વાર થઈ."

લલિત બોલ્યો: "અમે તો જેટલી બની શકે તેટલી ઝડપથી અહીં આવ્યા છીએ. જો તારા બાતમીદારો એ નિર્જન પહાડો પર જઇ પહોંચવા અને બરફની ટેકરીઓમાંથી રસ્તો શોધવા શક્તિમાન છે, તો અમને અહીં આવતાં આટલો કેમ વિલંબ થયો તેનું કારણ જાણવાને પણ તેઓ શક્તિમાન હોવા જોઇએ. તેટલા માટે, હે દેવી! એ વિષે તું અમને કાંઇ પૂછીશ મા."

"હું તમને એ વિષે પૂછવાની નથી; એ વિષે તો ખુદ વિજ્જુલરેહાને જ પૂછીશ અને તે જરૂર જવાબ આપશે. તે બહાર ઉભી છે. ઓજસ! વિજ્જુલરેહાને અંદર બોલાવ."

ઓજસ વિજ્જુલરેહાને બોલાવવા ગયો એટલે લલિતે મને ગુજરાતીમાં કહ્યું: "હવે અહીં કાંઇક ઝગડો થવાનો, એટલે આપણે અહીં ન હોઇએ તો સારૂં."

મેં ગુજરાતી બોલીમાં જવાબ આપ્યો: "આપણે દૂર જવાની કશી જરૂર નથી. વધુ ઝગડો થશે તો પૂરેપૂરૂં સત્ય બહાર નીકળી

આવશે, એટલે ઝગડાથી ગભરાવાની જરૂર નથી. " એટલુંબો લીને હું એકદમ અચકાઇ ગયો. દેવીના બાતમીદારો અમારી વાતો પર્વત પર ગુપ્ત રીતે સાંભળી શકયા હતા, તે વાતો અમે ગુજરાતીમાં જ કરતા હતા; તો પછી અહીં પણ ગુજરાતી ભાષા કોઇના સમજવામાં આવ્યા વિના નહિ રહે એમ હું સમજી ગયો અને મનમાં મુંઝાયો. એટલામાં દેવી બોલી: " હરપાળ ! મંથનથી માખણ તરી આવે છે તેમ વિવાદ-ઝગડામાંથી સત્ય તરી આવે છે એવો તને અનુભવ તો હશે જ." એમ બોલીને તે ચૂપ થઇ ગઇ અને એ વાતચીત આગળ લંબાવવાની હું હિંમત જ ભીડી શકયો નહિ.

---

## પ્રકરણ ૪ થું.

---

### "મંથનમાંથી નીકળનારા ભયંકર માખણનો સ્વાદ લેવા સૌ તૈયાર થઇ રહેજો!"

દ્વાર ઉઘડયું અને તેમાં થઇને રાજનના મુડદા સાથે કાળાં વસ્ત્રોમાં સજ્જ થએલા મનુષ્યોનું સરઘસ દાખલ થયું. તેને મોખરે શામન ચાલતો હતો, વચમાં આઠ જણાએ ઉપાડેલી રાજનની શબવાહિની હતી અને પાછળ વિજ્જુલરેહા હતી. દેવીની ઓરડીની નજીક આવતાં શબવાહિનીને નીચે મૂકવામાં આવી અને વિજ્જુલરેહા તથા તેનો દાદો મુડદા પાસે ઉભાં રહ્યાં. સરઘસનાં બીજાં મનુષ્યો પાછાં ચાલ્યાં ગયાં. દેવીએ ઠંડે સ્વરે પૂછયું: " મારા તાબા હેઠળ રહેલી કાલુનની મહારાણીને શું જોઇએ છે ?"

વિજ્જુલરેહા બે ડગલાં આગળ વધી અને કાંઇક મિજાજથીજ

ઘુંટણે પડીને બોલી: " હે પુરાતન કાળની માતા ! તારી પવિત્ર પદવીને હું નમન કરૂં છું કે જેવી રીતે મારા પૂર્વજો વંશપરંપરા કરતા આવ્યા છે. હવે માતા ! આ મૃત્યુ પામેલો પુરૂષ–મારો પતિ કાહુનના રાજવંશીને પરાપૂર્વથી મળેલા અધિકાર મુજબ પર્વતના પવિત્ર અગ્નિમાં અગ્નિદાહ પામવાની પરવાનગી માંગે છે."

દેવી બોલી: " તું કહે છે તે પ્રમાણે મારી પૂર્વે થઈ ગએલી અધિષ્ઠાત્રીઓએ એવા અગ્નિદાહની પરવાનગી આપી છે; હું પણ તારા સ્વામીના મૃતદેહને અગ્નિદાહની પરવાનગી આપું છું, અને વિજુલરેહા ! તારો સમય આવશે ત્યારે તારા મુડદાને પણ એવી પરવાનગી હું જરૂર આપીશ."

" હું તારો આભાર માનું છું, દેવી ! પણ મારા માટેની તારી આ પરવાનગી તું ચોપડામાં લખાવી રાખજે, કારણકે બુઢાપો તારા મસ્તક ઉપર વર્ષોનાં વર્ષોથી ઢળતો જાય છે અને ઘણુ વખત ગયા પહેલાં અમને છોડીને તારે ચાલ્યા જવું પડશે; એટલે જો તારી પરવાનગી ચોપડામાં લખી રાખી હોય તો તારી પછીની અધિષ્ઠાત્રી વખત આવ્યે એ પરવાનગીનો અમલ કરી શકે." વિજુલરેહાએ દેવીને તીવ્ર ટોણો માર્યો.

દેવી બોલી ઉઠી: " ચૂપ કર ! જેની આગળ તારે મસ્તક નમાવવાનું છે તેની સમીપે આવી અસભ્ય વાત કરવાનું બંધ કર ! મૂર્ખ છોકરી ! કોણ જાણે છે કે તારો આ સુંદરતાનો ગર્વ કદાચ આવતી કાલેજ પર્વતના અગ્નિમાં નહિ હોમાઇ જાય ? હું તને ચૂપ રહેવાની આજ્ઞા કરૂં છું અને પૂછુ છું કે તારો સ્વામી કેવી રીતે મરણ પામ્યો ?"

" તે પૂછ પેલા મુસાફરોને. તેઓ તેના મહેમાન હતા અને

તેઓએજ તેનું ખૂન કર્યું છે, જે ખૂન તારે હાથે તેમનું વેર લેવા પોકારી રહ્યું છે."

લલિત બોલ્યો: " મેં મારી જીંદગી બચાવવા તેને માર્યો છે. તેણે પોતાના શિકારી કૂતરાઓ પાસે અમને મારી નંખાવવા યત્ન કર્યો હતો. આ મારા કાકાના હાથપર કૂતરાની દાઢો બેઠેલી છે અને ઓજસે તેના ઘાની સારવાર કરી છે, તે ઉપરથી તે વિષે ખાત્રી થશે."

દેવીએ વિજ્જુલરેહાને પૂછ્યું: " આ કેમ બન્યું ? '

" મારો પતિ ગાંડો હતો. તેને એવી ઘાતકી રમતમાં ગમત પડતી."

" એમ ? અને તારો પતિ આ લલિત પ્રત્યે ઇર્ષાળુ પણ થએલો કે ? સંભાળજે ! તારા હોઠ પર અસત્ય તરી આવતું મને દેખાય છે માટે જવાબ આપતાં વિચાર કરજે ! લલિત ! તુંજ મને જવાબ આપ; ના, તું પણ નહિ. તારી પ્રત્યે પ્રેમ દાખવનારી સ્ત્રીનાં રહસ્યો ખુલ્લાં કરવાનું મારાથી તને ના કહેવાય. હરપાળ ! તું જ બોલ, અને સાચે સાચી વાત કહી દે."

મેં જવાબ આપ્યો: " દેવી ! ખરી વાત એ છે કે આ મહારાણી અને તેના દાદાએ અમને નદીમાંથી બચાવી લીધા હતા, ત્યારપછી અમે માંદા પડયા અને તેમણે માયાળુતાથી અમારી સારવાર કરી, પરન્તુ વિજ્જુલરેહા લલિત પ્રત્યે મોહી પડી." આ સાંભળતાં દેવીનું સ્વરૂપ ધ્રૂજતું દેખાયું અને સ્વર સંભળાયો : " અને લલિત સામો વિજ્જુલરેહા પર મોહી પડયોને ? એ પુરૂષ છે એટલે તેણે તેમ કર્યું હશે, કારણકે વિજ્જુલરેહા છે પણ સ્વરૂપવતી."

" એ સવાલનો જવાબ તો લલિત પોતે જ આપી શકે. હું તો એટલું જાણું કે લલિતે તેના હાથમાંથી નાસી છૂટવા યત્ન કર્યો, વિજ્જુલરેહાએ લલિતને લગ્ન અને મૃત્યુ એ બેમાંથી એક વસ્તુની

પસંદગી કરવા માટે એક દિવસની મુદત આપી, કારણકે ભવિષ્ય-રેખા પ્રમાણે તેનો પતિ એક દિવસની અંદર જ મૃત્યુ પામવાનો હતો, રાજન લલિત પ્રત્યે ઇર્ષ્યાળુ બન્યો હતો, એટલે તેણે અમને ત્યાંથી નાસી છૂટવાના કામમાં મદદ કરી, અમે પર્વત તરફ નાસી છૂટ્યા, પણ પાછળથી રાજને અમારી ઉપર પોતાના શિકારી કૂતરા છોડ્યા, એટલે અમે તેમને તથા તેના ત્રણ કૂતરાને પણ મારી નાખ્યા. પછી અમને વિજળીલરેહા અને શામન મળ્યા, તેમણે અમને આ તરફ આવતાં અટકાવ્યા હોત, પણ માર્ગમાં હાડપિંજરવાળા એક કોતરમાં અમને એક ભેદભરેલો ભોમીયો મળ્યો, જેમણે અમને બે પ્રસંગે મૃત્યુમાંથી બચાવીને અહીં પહોંચાડ્યા. બસ, એટલી અમારી વાત છે."

દેવીએ રોષદર્શક સ્વરે પૂછ્યું: "વિજળીલરેહા! બોલ, તારે હવે શું કહેવું છે?"

જરાએ અચકાયા વિના તેણે જવાબ આપ્યો: "મારે બહુ થોડું કહેવાનું છે. વર્ષોથી હું એક ગાંડા પશુવત્ પુરુષની સાથે લગ્નથી બંધાઇ છું અને જો મારી મનોવૃત્તિ આ પુરૂષ તરફ આકર્ષાઈ હોય અને તે મારી તરફ આકર્ષાયો હોય તો તેમાં આશ્ચર્ય શું છે? તે માત્ર કુદરતનું કાર્ય છે, પ્રકૃતિની લીલા છે. પણ એમ જણાય છે કે પાછળથી એ પુરૂષ રાજનની ઇર્ષ્યાથી બીધો હોવો જોઇએ, અથવાતો હરપાળ કે જેને કૂતરાઓએ ફાડી ખાધો હોત તો બહુ સારૂં થાત એમ હું માનું છું તે રાજનથી બીધો હોવો જોઇએ. આ કારણથી તેઓ કાલુનમાંથી નાસી છૂટ્યા અને દૈવયોગે તારા પર્વતમાં આવી ચડ્યા છે. પણ હવે હું આ વાતચીતથી થાકી ગઇ છું અને આવતી કાલની ક્રિયા માટે આરામની જરૂર હોવાથી તારી રજા લઉં છું."

દેવી બોલી: "તું કહે છે કે તારામાં અને આ પુરૂષમાં પ્રેમ

જાગ્યો તેમાં માત્ર કુદરતે જ પોતાનું કાર્ય કર્યું છે, અને તારો તેનામાં તથા તેનો તારામાં પ્રેમ જડાયો છે. વળી તું કહે છે કે રાજનથી ડરીને એ તારી પાસેથી નાસી ગયો, પણ તે કાંઇ એવો બ્હીકણુ પુરૂષ લાગતો નથી. વારૂ, તું મને એટલું કહે કે એ પુરૂષે પોતાની ડોકમાંના ચામડાના માદળીયામાં જે વાળની લટ છુપાવી રાખી છે તે તારા પ્રેમનું જ સંભારણું છે?"

"તેણે તેના માદળીયામાં શું છુપાવી રાખ્યું છે તેની મને કશી ખબર નથી."

"પરન્તુ જ્યારે તે મંદિર હતો, ત્યારે તેણે એ વાળની લટને તારા વાળની લટ સાથે સરખાવી જોઈ હતી, એ વાતની તારાથી ના કહી શકાય તેમ નથી."

"હે દેવી! તેણે તને એ બધી ગુપ્ત વાત અત્યાર આગમજ કહી રાખી હોય એમ લાગે છે. સાચો મર્દ એવી વાતોને પોતાના દિલમાં જ છુપાવી રાખે." એમ કહેતાં વિજ્જુલરેહાએ લલિત સામે તિરસ્કારદૃષ્ટિથી જોયું.

લલિત ગુસ્સો કરતો બોલ્યોઃ "મેં તેને કશું કહ્યું નથી."

દેવી બોલીઃ "ખરેખર, તેં મને કશું જ કહ્યું નથી. પ્રવાસી! એ બધું મને મારા બાતમીદાર પ્રેતાત્માઓએ કહ્યું છે. વિજ્જુલરેહા! શું તું એમ માને કે સર્વદર્શી આશાદેવીથી સાચી વાતને તું દૂર રાખી શકીશ? પણ યાદ રાખજે કે હું બધુંય જાણું છું અને તે પહેલેથી જાણું છું. મેં તારી નાફરમાનીને ચલાવી લીધી. મેં તારા જૂઠા સંદેશાઓ ધ્યાનમાં જ લીધા નહિ. તેં મારા મ્હેમાનોને કેદી તરીકે રાખ્યા અને તેં ધમકીથી અને બળજબરીથી તેમાંના એકનો પ્રેમ મેળવવા માટે યત્ન કર્યો એ બધું પણ મેં હેતુપૂર્વક ચલાવી લીધું છે." તે જરા થોભીને મૃદુતાથી આગળ બોલીઃ "ઓ બાઇ! હવે

તો તું પૂરેપૂરું જૂઠું બોલી લે, અને પાપને પૂરૂં કર. તેં આ મારા પવિત્ર મંદિરમાં પણ જૂઠું બોલવાની હિંમત કરી છે."

"એમ હોય તોપણ શું?" વિજ્જુલરેહાએ હિંમતપૂર્વક જવાબ આપ્યો: "શું તું પોતે એ પુરૂષ ઉપર પ્રેમ ધરાવે છે? નહિ, એ અત્યંત ભયંકર છે. કુદરત જ એવા પ્રેમ સામે પોકાર ઉઠાવ્યા વિના રહે નહિ. આશા! ક્રોધથી આમ ધ્રૂજી જા નહિ. હું તારી દુષ્ટ શક્તિઓને પિછાણું છું અને હું એમ પણ જાણું છું કે હું તારે ત્યાં મ્હેમાન રૂપે આવેલી છું એટલે આ પવિત્ર સ્થળે તું લોહી રેડવાની નથી. હું તારી સમોવડીયણ છું. તારો તથા મારો સમાન અધિકાર છે, એટલે તું મને કશી હરકત કરી શકવાની નથી."

"વિજ્જુલરેહા! જો હું ઇચ્છું તો જ્યાં તું ઊભી છે ત્યાંજ હું તને પ્રાણરહિત કરવાની શક્તિ ધરાવું છું. તોપણ તું સાચું બોલે છે કે હું તને ઇજા કરવાની નથી. ઓ બેવફા દાસી! મેં તને અને તારા દાદાને શું ફરમાવ્યું નહોતું કે મારા મ્હેમાનોને તમારે સીધા અહીં જ તેડી લાવવા? બોલ, તેં મારી એ આજ્ઞાનો અનાદર કેમ કર્યો?"

વિજ્જુલરેહા હવે સ્પષ્ટ સ્વરે હિંમતથી બોલી: "ઓ આશા! તો ભલે, તું તારી ઇચ્છા પૂરી કરી લે! મેં તારી આજ્ઞાનો અનાદર કર્યો કારણકે તે પુરુષ મારો છે, તારો નથી અને બીજી કોઇ પણ સ્ત્રીનો નથી. હું તેને દીર્ઘ સમયથી ચાહતી આવી છું અને ચાહું છું. અમારો આત્મા અવતાર પામ્યો ત્યારથી અમે એક બીજાંને ચાહતાં આવ્યાં છીએ. મારૂં અંતઃકરણ મને એમ કહે છે, મારા દાદાનું દિવ્ય જ્ઞાન પણ એમ જ કહે છે, જોકે ક્યાં

અને કેવી રીતે એ બધા બનાવો બની ગયા તે વિષે મને ખબર નથી. તેટલા માટે, હે ભેદી જ્ઞાનવાળી દેવી ! હું તારી પાસે તેમાંનું સત્ય સમજવા આવી છું. જે સર્વોપરિ શક્તિના તાબામાં તું છે તેની આણ દઇને હું તને હવે પૂછું છું કે આ તારા પવિત્ર મંદિરમાં જરા પણ જૂઠું ન બોલતાં એ વિષે તું જે કાંઇ જાણતી હોય તેને મને સાચો સાચો જવાબ આપ. મારા પ્રશ્ના એ છે કે, આ પુરૂષ કોણ છે કે જેને માટે મારો આત્મા તલસી રહ્યો છે? તેનો અને મારો શો સંબંધ છે? તેનો અને તારો શો સંબંધ છે? બોલ ઓ ભેદી શક્તિ ! એ બધી વાત સ્પષ્ટ કર ! ભલે તારે મને મારવી હોય તો પછીથી મારી નાંખજે, પણ એક વાર તો તું મારા સવાલોના જવાબ આપ ! ”

લલિત બોલી ઉઠયો: “ હા જવાબ આપ ! હું પણ બહુ વખતથી એ જ ખુલાસો મેળવવાને તલસી રહેલો છું. મારાં સંસ્મરણો, આશાઓ અને ભયો મને અકળાવી રહેલાં છે. ”

મેં પણ એમજ કહ્યું. “ હા, એ બધાનો જવાબ આપ ! ”

આશાએ ક્ષણભર વિચાર કરીને પૂછ્યું: “ લલિત ! તું મને કોણ માને છે ? ”

લલિત ગંભીરતાથી બોલ્યો: “હું માનું છું કે તું એ માયા પોતે છે કે જેના હાથે હજારો વર્ષ પહેલાં કામરૂદેશની એક ગુફામાં મારૂં મૃત્યું થયું હતું. વળી હું માનું છું કે તું તેજ અમર અપ્સરા માયા છે કે જેને વીસેક વર્ષ પહેલાં એ જ કામરૂદેશની એક ગુફામાં હું પ્રેમપૂર્વક ચાહતો હતો અને જેને મેં અત્યંત દુઃખમાં મરણ પામતી તથા પુનઃ પાછા ફરવાના સોગંદ લેતી જોઇ હતી. ”

વિજ્જુલરેહા વિજય પામતી હોય તેમ બોલી: “ જુઓ ! હવે માણસ ઘેલછાથી કેવા ઉંધા માર્ગે દોરાય છે ! તે કહે છે કે વીસ વર્ષ પહેલાં તેણે તને કામરુ દેશમાં જોઇ હતી, જ્યારે હું સારી પેઠે જાણું છું કે આજથી એંસી વર્ષ પૂર્વે મારા જુવાન દાદાએ આજ સ્ત્રીને દેવીના સિંહાસન ઉપર બેઠેલી જોઇ હતી ! ”

વિજ્જુલરેહાના શબ્દો ઉપર ધ્યાન આપ્યા વિના આશાએ હુરપાળને પૂછ્યું: “ અને તું મને કોણ માને છે ? ”

મેં જવાબ આપ્યો: “ જેવું લલિત માને છે, તેવું હું માનું છું. કેટલીક વાર મરણ પામેલાંઓ ફરીથી અવતરે છે; છતાં તું એકલી જ સત્ય જાણે છે અને તુંજ એ સત્યને સ્પષ્ટ કરી શકે તેમ છે.”

આશા બોલી: “ હા, મરણ પામેલાંઓ કેટલીક વાર ફરીથી અવતરે છે અને તેઓ વિચિત્ર આકાર પણ ધરાવી શકે છે. બનવાજોગ છે કે હું સત્ય જાણતી હોઉં. આવતી કાલે જ્યારે આ મુડદાને અગ્નિદાહ દેવા શિખરપર લઇ જવામાં આવશે, ત્યારે એ વિષે આપણે ફરીથી વાતચીત કરીશું. ત્યાંસુધી તમે બધાં આરામ લ્યો, અને મંથનમાંથી નીકળનારા ભયંકર માખણનો સ્વાદ લેવા સૌ તૈયાર થઇ રહેજો ! ”

એટલામાં રુપેરી પડદો પાછો દ્વારપર ઢંકાઈ ગયો અને દેવીનું દર્શન બંધ થઇ ગયું. તુરત જ વિજ્જુલરેહાની સાથેના કાળા પોશાકવાળાં મનુષ્યો આવ્યાં અને તેને તથા શામનને બહાર લઈ ગયા. શામન તે વખતે અત્યંત થાકેલો અથવા બીધેલો દેખાતો હતો. હવે માત્ર અમે બે જણા, ઓજસ અને રાજનનું મુડદું એટલાં રહ્યાં. ઓજસે હવે અમને પોતાની સાથે બહાર આવવા કહ્યું. અમે

બહાર જવા આતુર હતા. એ વિશાળ મંદિરમાંથી જ્યારે અમે બહાર નીકળ્યા ત્યારે પરોઢ થવા આવ્યું હતું.

---

## પ્રકરણ ૫ મું.

---

### જ્વાળામુખીના શિખરપર.

ઓજસ અમને એક સારા અને સગવડવાળા મકાનમાં સૂવા માટે તેડી ગયો. ત્યાં ગયા પછી તેણે અમને કોઇ જાતના આસવનો ભરેલો એક એક વાડકો પીવા આપ્યો, તે પીધા પછી અમને જરા ઠીક લાગવા માંડયું. પછી અમે સૂઈ ગયા. કેટલીક ઉંઘ લીધા પછી હું જાગી ગયો અને ફરી ઉંઘવા મેં યત્ન કર્યો પણ દેવીએ કહ્યું હતું તે મંથનમાંથી નીકળનારા ભયંકર માખણના વિચારને લીધે મને ઉંઘ આવી નહિ. અમે જેને શોધી રહ્યા હતા તે અપ્સરા માયાને બદલે કોઈ ભયંકર વસ્તુ પુરવાર થશે તો? વિજ્જુલરેહાએ હિંમતપૂર્વક જે જે વાતો જણાવી હતી તેનો અર્થ શો હશે? આવા વિચારોમાં મને ઉંઘ આવી નહિ. હું ઉઠીને બિછાનામાં બેઠો એટલામાં ઓજસ હાથમાં દીવો લઇને મારી પાસે આવ્યો. તે બોલ્યો: "હરપાળ! તું ખૂબ ઉંઘ્યો છે માટે હવે ઉઠ."

મેં જવાબ આપ્યો: "હજી તો અંધારૂં છે, એટલામાં હું ખૂબ ઉંઘ્યો શી રીતે?"

"અરે ભાઇ! આ અંધારૂં તો બીજી રાતનું છે; તું સૂતો હતો તે રાત્રિ અને ત્યારપછી આખો દિવસ પસાર થઇ ગયા પછી આ

બીજી રાત ચાલે છે! પણ તું ખૂબ ઉંઘ્યો છે તે ઠીક જ થયું છે, કારણકે ફરીથી તને ક્યારે ઉંઘવાનું મળશે તે કોણ જાણે છે? ચાલ, હવે તારો હાથ તપાસીને તે ધોઈ નાંખું."

"પણ, ઓજસ! તું મને કહે તો ખરો—"

"નહિ, હું તને કશું કહેવાનો નથી. મારે તને એટલુંજ કહેવાનું છે કે હવે આપણે વગર વિલંબે અહીંથી નીકળી જવાનું છે અને રાજનના અગ્નિદાહની ક્રિયામાં શામેલ થવાનું છે; કદાચ ત્યાં તને તારા સવાલોના જવાબો પણ મળશે." એમ કહી તેણે મારા હાથનો પાટો છોડીને બીજો મલમ લગાવી ફરી પાટો બાંધ્યો. મારો હાથ હવે સારી પેઠે સુધરતો જતો હતો.

દસ મિનિટ પછી ઓજસ મને બીજા ઓરડામાં લઇ ગયો જ્યાં મારે માટે ખાવાનું તૈયાર હતું. લલિતને તેણે મારા કરતાં વહેલો ઉઠાડ્યો હતો, એટલે તે ખાઈ પીને કપડાં પહેરી તૈયાર થઇ ગયો હતો. મેં ખાધું અને પછી તુરત અમે નીકળી પડયા. અમે આશાદેવીના મંદિરમાં ગયા. મંદિર ખાલી હતું. પેલી ઓરડીમાં પણ કોઈ નહોતું. રાજનનું મુડદું પણ ત્યાંથી ઉઠાવી જવામાં આવ્યું હતું. ઓજસે અમારી પાસે ખુલાસો કર્યો: "રીવાજ મુજબ માતાજી રાજનના મૃતદેહની ક્રિયા કરવા ગયાં છે." અમે આગળ વધ્યા. ઓરડીની પાછળ ખડકમાં એક બારણું હતું અને બારણાની પાછળ માર્ગ હતો. તે માર્ગમાંથી બીજા ઓરડાઓમાં જઇ શકાતું હતું. ઓજસે કહ્યું કે એ ઓરડાઓમાં માતાજી અને તેમની સેવિકાઓ રહેતી હતી. તેણે વધુ એમ પણ કહ્યું કે એ ઓરડાઓ પર્વતની બાજુએ આવેલા હતા, તેમાં હવા અને અજવાળાની આવજા માટે બારીઓ હતી અને આસ-

પાસ બગીચાઓ આવી રહેલા હતા. જે ઓરડામાં અમે દાખલ થયા તે ઓરડામાં છ સાધુઓ રાહ જોતા બેઠા હતા. તે દરેકના હાથમાં એક એક બળતી મશાલ હતી અને તે ઉપરાંત દરેકની પાસે બીજી મશાલો પણ તૈયાર કરીને રાખેલી હતી. ઓાજસ બોલ્યો: " આપણો માર્ગ અંધકારમાં થઇને પસાર થાય છે. દિવસ હોય તો આપણે બહારનો બરફ ચઢીને પણ શિખરપર પહોંચી શકીએ, પરન્તુ રાતને વખતે તેમ બની શકે નહિ. " પછી તેણે એક મશાલ સળગાવીને અમારા હાથમાં આપી.

હવે અમે ભોંયરાની સાંકડી ચાલીમાંનું ધીમું ચઢાણ ચડવા માંડ્યું. મશાલોનો પ્રકાશ અમને મદદગાર થયો. પુરાતન કાળના અગ્નિપૂજકોએ પત્થર તોડીને એ ભોંયરાનો સાંકડો માર્ગ બનાવ્યો હતો અને વચ્ચે વચ્ચે બાંકોરાં રાખી બહારની હવા અંદર આવી શકે તેવી વ્યવસ્થા રાખી હતી. ચઢાણ ધીમું હતું છતાં તે ચઢતાં અમે ખૂબ હાંફી ગયા કારણકે તે માઇલોના જેટલું લાંબું હતું. ચઢાણ પૂરૂં થતાં પત્થરની સીઢી આવી. સીઢીને છસો ઉપરાંત પગથીયાં હતાં. અમે સીઢી ચઢતા હતા એટલામાં એક ભયંકર ગર્જના થઇ. ઓાજસે ખુલાસો કર્યો કે "આપણે હવે જ્વાળામુખીના શિખર પરના મુખની નજીક છીએ, એટલે પર્વતના પેટાળમાં બળતા અગ્નિની ગર્જના કોઇ કોઈ વાર થાય છે તે અહીંથી સાંભળી શકાય છે." વખતોવખત તે સીઢીપર આરામ લેતાં અમે આગળ વધતા રહ્યા. છેવટે પર્વત ઉપરનો જે કાળો જબરદસ્ત સ્તંભ હતો તેનાં પગથીયાં પણ અમે ચઢયા અને તેની ઉપરના ગોળ કાણાવાળા ભાગ ઉપર પણ ચડયા. એક સોયની ઉપર જેમ ગોળ નાકું હોય તેવું એ કાણું હતું અને કાણાની આસપાસ ખડક હતી, પણ સોયના આકારનો એ

સ્થંભ એટલો તો વિશાળ અને મોટો હતો કે તેની અંદર મોટાં પગથીયાં કોતરી કાઢેલાં હતાં અને પગથીયાં પર થઇને ઠેઠ ટોચપર જઇએ તો ત્યાં સેંકડો માણસો બેસી અને હરીફરી શકે તેટલી વિશાળ જગ્યા આવી રહેલી હતી ! તે સીઢી ચઢીને અમે એ સ્થંભની ઠેઠ ઉપર ગયા. તે સીઢીનાં પગથીયાં પણ એ સ્થંભની અંદર જ કોતરેલાં હતાં. તે ઉપરથી એ સ્થંભ કેટલો વિશાળ હશે તેનો ખ્યાલ આવી શકશે. છેવટે એ ભોંયરામાં સીઢી ચડી રહીને અમે એક વિશાળ મેદાનપર આવી પહોંચ્યા. એ મેદાનની વચ્ચે એક સારી પેઠે લાંબો પહોળો ચોતરો હતો. ચોતરો એંશી વાર લાંબો અને ત્રીસેક વાર પહોળો હશે. તે ઉપર અમે આવીને ઊભા અને એટલા ઉંચાણપરથી ચોપાસ દૃષ્ટિ કરતાં મને ફેર આવવા લાગ્યા. અમારે માથે તારાથી છવાએલું ભૂરૂં આકાશ હતું, દક્ષિણે વીસેક હજાર ફીટના નીચાણમાં કાલુનનું મેદાન આવેલું હતું, પૂર્વે અને પશ્ચિમે બરફથી છવાએલા ગિરિશિખરો હતાં અને ઉત્તરે જ્વાળામુખીનું બળતું ભયાનક મુખ હતું. એ મુખની મધ્યમાં બળતા અગ્નિનું વિશાળ સરોવર હતું જેમાં બળતા રસના પરપોટા ઉઠતા દેખાતા હતા અને કોઇ કોઈ વાર કારમી જ્વાળાઓ નીકળતાં ઘેરો લાલ પ્રકાશ ભભુકી નીકળતો હતો. એ જ અગ્નિના સરોવરમાંથી ધુમાડો, બળતો વાયુ અથવા ગેસ, અગ્નિની જ્વાળા અને તેનો પ્રકાશ વગેરે નીકળતું હતું. અમારી નજરની સામે એ સરોવર બળતું હતું અને તેમાંથી નીકળતો ધુમાડો તથા પ્રકાશ અમે ઉભા હતા તે સ્થંભના ગોળ કાણામાંથી પસાર થતો હતો. જ્યારે એ પ્રકાશ ખૂબ વધી જાય ત્યારે એ કાણાની અંદરથી નીકળતો પ્રકાશ દૂર દૂર કાલુનના અને તેની પેલી મેરના પ્રદેશમાં પ્રકાશના એક અદ્દભુત અને તેજસ્વી કિરણ રૂપે ભભુકી નીકળતો

દેખાય એ કેટલું સ્વાભાવિક હતું તે હવે અમને અહીંનું દશ્ય જોયા પછી સમજાયું. અહીં પવન હમેશાં ઉત્તર દિશામાં વાતો હતો, એટલે સ્થંભના કાણામાંથી ફુંકાતો પવન પર્વતના મુખમાંથી નીકળતા ધુમાડાને તથા ઝેરી વાયુને સામે પાર ઘસડી જતો હતો; જો તેમ ન હોત તો આ સ્થંભ ઉપર કોઇ ઉભા રહી શકે જ નહિ કારણકે તે અગ્નિના તાપથી, ધુમાડાથી કિંવા ઝેરી વાયુથી ગુંગળાઇને તત્ક્ષણ મરી જ જાય !

એ અગ્નિના સરોવરનો ભયાનક દેખાવ જોઇને અને જોસથી વાતા પવનના સપાટાથી કદાચ ઉડીને એ અગ્નિમાં ઉથલાઇ પડીશ એવા ભયથી ડરીને હું એકદમ નીચે બેસી ગયો અને લલિતને પણ મેં તેમ કરવા કહ્યું. મેં આસપાસ નજર કરી તો જણાયું કે સાધુઓ હારબંધ બેસી જઇને પ્રાર્થના કરવા લાગી ગયા હતા, પરન્તુ આશાદેવી વિજળુલરેહા કે રાજનનું મુડદું એ કશું ત્યાં જોવામાં આવતું નહોતું. ઓજસના મન ઉપર આ ભયાનક દેખાવની કશી અસર થએલી જણાતી નહોતી. તે અમારી પાસે કેટલાક સાધુઓની સાથે આવ્યો અને તેઓ અમને એ ખડકની કિનારી પાસેની પગથી તરફ દોરી ગયા. આ પગથી ઉંડાણમાં આવેલી હતી અને ત્યાં પવન અમારા શરીરને લાગી શક્તો નહોતો પણ અમારા માથાપર થઇને વાતો હતો. એ પગથીપર થોડું ચાલીને વીસેક પગથીઆં અમે નીચે ઉતર્યા એટલે પત્થરની અંદરથી કોતરી કાઢેલો એક વિશાળ ખંડ દેખાયો. આ ખંડ સંખ્યાબંધ માણસો બેસી શકે એટલો મોટો હતો, અને અમારી પહેલાં તેમાં કેટલાક માણસો આવીને ગોઠવાઈ ગયાં હતાં. એક ખડકમાંથી કોતરી કાઢેલા આસનપર આશાદેવી બેઠી હતી. તેણે માથાથી પગ સુધી સફેદ કપડું વીંટાળેલું હતું અને તે ઉપર કાળા

રંગનો બુરખો આખા શરીરપર ઢાંકેલો હતો. તેની પાસે વિજ્જુલરેહા અને તેનો દાદો શામન ઊભાં હતાં. શામન ગમગીન અને ભયાતુર દેખાતો હતો. નીચે રાજનની શબવાહિની પડી હતી. શબનું મ્હોં ખુલ્લું હતું અને જ્વાળામુખીના મુખમાંથી નીકળતો બળતા અગ્નિનો રક્ત પ્રકાશ મુડદાના મુખ ઉપર પડી રહ્યો હતો.

અમે આશાદેવીના આસન સુધી આગળ વધ્યા અને તેની સમક્ષ નમન કર્યું. અમને જોઇને આશા વિચારનિદ્રામાંથી જાગતી હોય તેવી રીતે મસ્તક ઉંચું કરીને બોલીઃ " તમે આવી પહોંચ્યા? આશાદેવીના બાળકોને અગ્નિદાહ કરવા માટેનો કુંડ તમને કેવો લાગ્યો વારૂ ? "

"અમારા ધર્મમાં કહ્યું છે કે જે જીવ પાપ કરે છે તેને જમડા નરકની અંદર સળગતા અગ્નિના કુંડમાં નાંખીને બાળે છે. અમને એવો જ અગ્નિકુંડ લાગ્યો." લલિત બોલ્યો.

" નહિ, નરક જેવી કોઇ વસ્તુ જ નથી. જો ખરૂં કહીએ તો ફરી ફરીને પૃથ્વીપર અવતરવું, ફરી ફરીને જીવવું અને ફરી ફરીને મરવું, એ જ નરક છે. એટલે લલિત ! નરક બીજે કયાંય નથી પણ અહીં છે !" એમ કહીને પોતાની છાતી ભણી આંગળી કરીને તે બોલીઃ "આ અંતઃકરણમાંથી જ નરકની ઉત્પત્તિ થાય છે અને તેમાંથી જ લક્ષ ચોરાશીમાં ભટકવાથી સામગ્રી સરજાય છે, સમજ્યો ?" એમ કહીને પુનઃ તે ચૂપ બની ગઇ અને કેટલીક વારે બોલીઃ "મધરાત વીતી ગઈ છે અને પરોઢ થયા પૂર્વે તો ઘણું ઘણું કરવાનું છે. હા ! અંધકારને આપણે પ્રકાશના રૂપમાં ફેરવી શકીશું અથવા-તો પ્રકાશને હમેશનો અંધકાર બનાવી દઇશું !"

વિજળુલરેહા તરફ નજર કરીને તે બોલી: "હે રાજકુંવરી ! તારા પતિનો જે હક્ક હતો તે પ્રમાણે તું તેના મુડદાને અહીં અગ્નિદાહ માટે લાવી છે. અહીં તેની પૂર્વના અનેક રાજવંશીઓ આ પવિત્ર અગ્નિમાં હોમાયાં છે અને ખાક બની ગયાં છે. હવે ઓજસ ! મારા ધર્માચાર્ય ! તું આરોપ મૂકનારને અને બચાવ કરનારને–એ બેઉને બોલાવ, તેમના ચોપડા ઉઘાડીને વાંચવાનું તેમને ફરમાવ, એટલે પછી હું મરનારનો ઇન્સાફ કરૂં અને કાંતો તેને ફરીથી અવતરવાનું ફરમાવું અથવાતો જન્મમરણના ફેરામાંથી હમેશને માટે મુક્ત રહેવાનું ફરમાવું. ઓજસ ! હવે મૃત્યુ પછીના ન્યાયની અદાલત ખુલ્લી છે."

---

## પ્રકરણ ૬ ઠું.

### મૃત્યુ પછીના ન્યાયની અદાલત.

ઓજસ નમન કરીને ચાલ્યો ગયો, એટલે દેવીએ અમને તેની જમણી બાજુએ અને વિજળુલરેહાને તેની ડાબી બાજુએ ઉભા રહેવાનું ફરમાવ્યું. તરત જ બેઉ બાજુએથી સાધુઓ તથા સાધ્વીઓ ત્યાં આવ્યાં. તેમની સંખ્યા પચાસ ઉપરાંત હતી અને તેઓ દિવાલની લગોલગ ઉભાં રહ્યાં. પછી કાળા બુરખા માથાથી પગ સુધી ધારણ કરેલા એવી બે આકૃતિઓ આવી જેમના હાથમાં એકએક ચોપડો હતો. તેમણે મુડદાની બેઉ બાજુએ એકએક ચોપડો મૂકયો અને ઓજસ મુડદાના પગ પાસે આશાદેવીની સામે મ્હોં કરીને ઉભો.

દેવીએ પોતાના હાથમાંનો દંડ ઉંચો કર્યો એટલે એંજલ બોલ્યો. "હવે આરોપ મૂકનાર પોતાનો ચોપડો ઉઘાડે."

જમણી બાજુએ ઉભેલા કાળા બુરખાવાળા આરોપ મૂકનારે પોતાનો ચોપડો હાથમાં લીધો અને તે ઉઘાડી વાંચવા માંડયો. તેમાં મરણ પામેલા રાજનનાં પાપકર્મોની લાંબી અને વિગતે નોંધ હતી. બાલ્યાવસ્થામાં અને પાકી વયે રાજને જે જે દુષ્કર્મો કરેલાં હતાં તેની એ નોંધ હૃદય કંપાવી નાંખે તેવી હતી. તે વંચાતી હતી ત્યારે જાણે તેનાં પાપકર્મોના દેખાવો આપણી નજર સામે એક પછી એક પસાર થઇ રહ્યા હોય એવો ભાસ થતો હતો. તે સાંભળીને હું આશ્ચર્ય પામતો હતો કે આટલી વિગતે નોંધ આ ચોપડામાં રખાઈ છે ત્યારે તે નોંધ પૂરી પાડનાર કેવા બાતમીદારોને રાજનની પાછળ તપાસ રાખવાને રોકવામાં આવ્યા હશે ! બચપણથી માંડીને મૃત્યુ સુધીનાં આપણાં કર્મોની નોંધ પણ કેવી ગંભીર હશે તેની કલ્પના કરતાં મારૂં અંતઃકરણ ધ્રુજી ઉઠયું. "ત્યારે શું આશાનો બાતમીદાર મારી પાછળ પણ ભમ્યા કરતો હશે ?" એવો પ્રશ્ન મેં મારા મનને પૂછયો. તેનો જવાબ હું વિચારી શકું તે પહેલાં રાજનનાં પાપકર્મોની કથા પુરી થઇ. એ કથાના છેવટના ભાગમાં રાજને પેલા અમીરનું પોતાના કૂતરા પાસે કરાવેલું ખૂન, અમારી જીંદગી લેવાનું તેણે કરેલું કાવતરૂં, અમારી સામે શિકારી કૂતરાનો કરાવેલ હુમલો, એ બધા વિષેની નોંધ પણ હતી. હવે આરોપ મૂકનારે પોતાનો ચોપડો બંધ કર્યો અને તે જમીન ઉપર મૂકતાં બોલ્યોઃ "હે માતા! રાજનનાં પાપોની આ કથા છે. હવે તું તેનો તારી જ્ઞાનશક્તિથી ઇન્સાફ કર."

કશું બોલ્યા વિના આશાએ બચાવ કરનાર તરફ પોતાનો દંડ લાંબો કર્યો એટલે તેણે પોતાનું પુસ્તક ઉઘાડીને વાંચવા માંડયું. તેમાં -

રાજનનાં સત્કર્મોની અને તે જે સત્ય વાણી બોલ્યો હતો તેની નોંધ હતી. પોતાની પ્રજાના કલ્યાણ માટે તેણે જે યોજનાઓ ઘડી હતી, જે જે દુષ્ટ લાલચોની સામે તેણે વિરોધ કર્યો હતો, પોતાની સ્ત્રી પ્રત્યે જેટલો સાચો પ્રેમ તેણે ધરાવ્યો હતો, તેણે જે જે પ્રભુપ્રાર્થનાઓ કરી હતી અને આશાના મંદિરને શુભ નિષ્ઠાથી દાનો આપ્યાં હતાં તે બધાની નોંધ તેમાં કરવામાં આવી હતી. વિજળુલરેહાનું નામ આપ્યા વિના તેમાં એવી વિગત પણ નોંધવામાં આવી હતી કે રાજનની સ્ત્રીએ અને તેના સલાહકાર દાદાએ બીજી સ્ત્રીઓના પાશમાં રાજનને જાણી જોઈને સપડાવ્યો હતો કે જેથી તેને અત્યંત ધિક્કારનારી સ્ત્રી તેનાથી છૂટી રહી શકે. રાજનને ઝેરી દારૂ પાઈને તેમણે કેવી રીતે ઘેલો બનાવી મૂકયો હતો અને તે પોતાની સ્ત્રીને પ્રેમથી ચાહતો હોવા છતાં તે તેનાથી કેવી રીતે દૂર રહ્યા કરતો હતો એ બધી નોંધ પણ તેમાં હતી. વળી તેમાં એવું પણ જણાવેલું હતું કે તેને ભયંકરમાં ભયંકર ગુનાહો કરવાની પ્રેરણા તો તેની સ્ત્રીએજ કરી હતી કે જેને તે લોકોની વચ્ચે બદનામ થએલો જોવા ઇચ્છતી હતી. લોકો ઉપર જુલ્મ કરવાની, તેનામાં ઇર્ષ્યા ઉત્પન્ન કરી ઘાતકી કાર્યો કરવાની અને છેલ્લે અતિથિધર્મનો ભંગ કરીને પોતાના નિર્દોષ અતિથિઓનું મોત નીપજાવવાની પ્રેરણા પણ તેની સ્ત્રીનીજ હતી, જોકે એજ અતિ-થિઓને હાથે છેવટે તેનું–રાજનનું મૃત્યુ થયું હતું. આ બધી નોંધ વાંચી રહ્યા પછી બચાવ કરનારે પોતાનો ચોપડો નીચે મૂકીને કહ્યું: "હે માતા! રાજનનાં સત્કર્મોની આ કથા છે. હવે તું તેનો તારી જ્ઞાનશક્તિથી ઇન્સાફ કર."

વિજળુલરેહા આ બધો વખત ચૂપ અને ગંભીર બનીને ઉભી હતી તે હવે એકદમ કાંઇ બોલવા માટે આગળ આવી. તેનો દાદો પણ તેની

સાથે આગળ આવ્યો. તેઓ પોતાનો બચાવ કરવા માંગતાં હતાં, પણ તેમનો ઇરાદો કળી જઇને આશાએ પોતાનો દંડ ઉંચો કરી વિજ્જુલરેહાને બોલતાં અટકાવીને કહ્યું: " તારો ઇન્સાફ કરવાનો દિવસ હજી આવી પહોંચ્યો નથી અને અમોને તારી સાથે કશું કામ પણ નથી. જ્યાં આજે તારો પતિ પડ્યો છે, ત્યાં જ્યારે તું આવીને પડીશ અને તારાં સત્કર્મ–દુષ્ટ કર્મના ચોપડા વંચાશે ત્યારે મારી જગ્યાએ જે દેવી બેઠી હશે તે તારો ન્યાય તોળશે. તે વખતે ભલે તારો બચાવ કરનાર તારી સામેના આ બધા આરોપોનો જવાબ આપે."

"તો ભલે તેમ." એટલું કહી વિજ્જુલરેહા ગુસ્સાથી પાછી હઠી ગઇ.

હવે ઓજસ બોલ્યો: "માતા ! તેં આરોપ મૂકનાર અને બચાવ કરનારની બધી નોંધો સાંભળી લીધી છે. હવે બેઉ નોંધોનું તોલન કરીને તારી જ્ઞાનશક્તિથી તેનો ઇન્સાફ કર અને હુકમ ફરમાવ. આ રાજન નામના માણસને અમે આ અગ્નિસરોવરમાં પગ નીચા રાખીને નાંખીએ કે માથું નીચે રાખીને નાંખીએ ?" પગ નીચે રાખીને મુડદાને અગ્નિમાં નાંખવાનો અર્થ એ હતો કે તે જીવને ફરીથી અવતાર મળે અને તે નવેસરથી જીવનમાં ડગલાં ભરે; માથું નીચે રાખીને તેને અગ્નિમાં નાંખવાનો હુકમ માતા ફરમાવે એટલે એમ સમજવાનું કે તેના અવતારો પૂરા થઇ ગયા–તે જીવનમુક્ત થઇ ગયો.

માતાએ સૌની આતુરતા વચ્ચે થોડી વાર વિચાર કરીને કહ્યું: " મેં બધું સાંભળ્યું છે, બેઉ પક્ષોનું તોલન કરી જોયું છે પણ ઇન્સાફ હું કરી શકતી નથી કારણકે તેવો અધિકાર મને નથી. જે શક્તિએ

તેને આ દુનિયામાં મોકલ્યો છે તે શક્તિની પાસે અત્યારે તેને પાછો મોકલવામાં આવ્યો છે અને ભલે તેજ શક્તિ તેના આત્માનો ઈન્સાફ કરે. આ જીવે બહુ પાપો કર્યાં છે, છતાં તેની સામે બીજાંઓએ પણ ઘણાં પાપો કર્યાં છે; એટલે તેણે તેની ઘેલછામાં જે દુષ્કર્મો કર્યાં છે તે તેની સામેનાં પાપો તરીકે ગણત્રીમાં લઇ શકાય નહિ. આ કારણથી તેને પગ નીચા રાખીને અગ્નિસરોવરમાં નાંખી દો, એટલે હવે પછી અવતાર લેનારા આત્માઓમાં તેની પણ ગણત્રી થઇ જાય અને ફરી પાછો નીયત સમયે તે અવતાર ધારણ કરે. ઇતિ. "

પછી આરોપ મૂકનારે પોતાનો ચોપડો અગ્નિમાં ફેંકી દીધો કે જેથી તે બળી જાય, અને બચાવ કરનારે પોતાનો ચોપડો ઓાજસને મંદિરના સંગ્રહસ્થાનમાં હમેશને માટે જાળવી રાખવા સારૂ સોંપ્યો. પછી સાધુઓ મરણ પામેલાના આત્માના શુદ્ધીકરણ માટે પ્રાર્થના કરવા લાગ્યા. પ્રાર્થના પૂરી થઇ એટલે સાધુઓ ઉઠ્યા અને ધીમે ડગલે આગળ વધીને તેમણે રાજનની શબવાહિની ઉચકીને અગ્નિસરોવરની કીનારી સુધી લીધી. માતાનો ઇશારો થતાં જ તેમણે એ શબવાહિનીને એવી રીતે અગ્નિમાં ફેંકી દીધી કે જેથી પગ નીચે રહે અને માથું ઉપર રહે.

બસ, થોડી વારમાં તો એ મુડદાની ખાક બની ગઇ અને જ્વાળામુખીના બળતા રસમાં પણ મળી ગઈ. રાજનના જીવનનું પ્રકરણ એ રીતે પૂરૂં થઇ ગયું, પરન્તુ અમારૂં પ્રકરણ હજી અધુરૂં જ હતું. અમે બધા આતુરતાથી આશાદેવી તરફ દૃષ્ટિ કરી રહ્યા.

---

# પ્રકરણ ૭ મું.

## આશા બુરખો ઉતારે છે.

આશા કેટલીક વાર સુધી વિચાર કરતી ચૂપ બેસી રહી. પછી તેણે એક ઉંડો નિસાસો નાંખતાં પોતાના દંડથી ઇશારો કર્યો એટલે માત્ર ઓજસ અને વડી સાધ્વી અપાપા સિવાયનાં બધાં સાધુઓ તથા સાધ્વીઓ ત્યાંથી ચાલ્યાં ગયાં. હવે આશા બોલી: " સાંભળો મારાં સેવક–સેવિકા ! હવે અહીં મોટા બનાવો બનવાના છે જેનો સંબંધ પેલા આપણા અતિથિઓ સાથે રહેલો છે. તેમના આગમનની હું ઘણાં વર્ષોથી રાહ જોઈ રહી છું તે તમે જાણો છો. પરિણામ શું આવશે તે હું કહી શકતી નથી કારણકે ભવિષ્ય જાણવાની શક્તિ હું ધરાવતી નથી. તેથી કદાચ એવું બને કે આ ગાદી તુરતમાં જ ખાલી પડે અને આ દેહ અમર અગ્નિની આહુતિરૂપ બને. નહિ, તમે રડશો નહિ, દુઃખ પામશો નહિ, હું મરતી નથી, અને તમને હું મરતી દેખાઉં તોપણ શું ? આત્મા તો પાછો ફરવાનો જ છે ને ? " પછી અપાપા તરફ દૃષ્ટિ કરીને આશા બોલીઃ "સાંભળ અપાપા ! મેં તારી સમક્ષ જ્ઞાનનાં બધાં દ્વાર ખોલી નાંખ્યાં છે, એટલે જો હું અત્યારે અથવાતો કોઇ પણ વખતે મરી જાઉં કિંવા અદૃશ્ય થાઉં, તો બધી પ્રાચીન સત્તા તું હાથમાં લેજે. મારી જગ્યા પણ તું લેજે અને મેં તને જે જે સૂચનાઓ કરી છે તે પ્રમાણે તું બધું કાર્ય કરજે, એટલે આ પર્વતમાંથી પ્રકાશ નીકળીને આખા દુનિયાપર પ્રસરતો રહેશે. હું તને અને ઓજસને આજ્ઞા કરૂં છું કે જો મને

આ જગતમાંથી બોલાવી લેવામાં આવે, તો આ અતિથિઓને જરા પણ હરકત ન થાય તેવી રીતે તેમને કાંતો ટેકરીઓમાં થઇને અથવા-તો રણના પ્રદેશમાં થઇને આ પ્રદેશમાંથી બહાર પહોંચાડવાની વ્યવસ્થા તમારે કરવી. જો વિજળીલરેહા તેમની ઇચ્છાની વિરુદ્ધ તેમને રોકવાનો યત્ન કરે, તો આશાને નામે જંગલી લોકોનું લશ્કર એકઠું કરીને તેની સામે ચઢાઇ લઇ જજો, તેને કાબુલની ગાદીપરથી ઉઠાડી મૂકજો અને તેના પ્રદેશને જીતીને કબજે લેજો, સમજ્યાં ને?"

"હા માતા! અમે બધું સમજી ગયાં અને તારી એ આજ્ઞાનો બરાબર અમલ કરીશું." અપાપા અને ઓજસ એકી વખતે સાથે બોલ્યાં.

વિજળીલરેહા તરફ દૃષ્ટિ કરીને આશા બોલી: "વિજળીલરેહા! આ લલિતસિંગને હું શામાટે ચાહું છું તેવો તેં મને ગઇ રાત્રે પ્રશ્ન પૂછ્યો હતો. એક રીતે તો તે પ્રશ્નનો જવાબ તદ્દન સહેલો છે. શું આ પુરૂષ એવો નથી કે જેને જોઇને મારા જેવી સ્ત્રીના અંતઃકરણમાં ઊર્મિ ઉત્પન્ન થાય? પણ તેં એવું કહ્યું છે કે તારો અને આ લલિતનો આત્મા અવતાર પામ્યો ત્યારથી તમે એક બીજાંને ચાહતાં આવ્યાં છો, એમ તારૂં અંતઃકરણ અને તારા દાદાનું દિવ્ય જ્ઞાન કહે છે, અને તેટલા માટે તું મને જે સર્વોપરિ શક્તિના તાબામાં છું તેની આણ દઇને કહે છે કે મારે તેનો સાચેસાચો ખુલાસો કરવો. આ તારી આણથી-આજ્ઞાથી નહિ પણ મારી ઇચ્છાથી હું ખુલાસો કરવા ચાહું છું અને તે ખુલાસાનો વખત હવે આવી પહોંચ્યો છે. હું હજી મનુષ્ય છું, દેવી નથી, એટલે અવતારના પ્રારંભની કશી વાત હું તને કહી શકતી નથી. એક જ ભાગ્યરેખાથી આપણે ત્રણે શા કારણથી બંધાયલાં છીએ તે હું જાણતી નથી; લખ ચોરાશીના ફેરામાં અવતારો

પછી અવતારો લેતાં ફરીને જે અંતિમ ભાગ્યદશા તરફ આપણે પ્રવાસ કરી રહ્યાં છીએ તે ભાગ્યદશા કેવી છે તે પણ હું જાણતી નથી; અથવાતો હું તે જાણતી હોઉં તોપણ એ કથું હું કહી શકું નહિ. તેટલા માટે હું મારી યાદદાસ્તમાં છે તેટલી વાત તમારી સમક્ષ કહેવાનો પ્રારંભ કરૂં છું."

આશા ક્ષણભર બોલતી અટકી. ઇચ્છાશક્તિના કોઇ પ્રબળ પ્રયત્નથી તેની દેહયષ્ટિ ધ્રુજી જતી અમારા જોવામાં આવી. પછી તે પોતાના બેઉ બાહુ પહોળા કરતી બૂમ મારતી બોલીઃ "હવે તમે તમારી પાછળ જુઓ!"

અમે પાછું વાળીને જોયું. પહેલાં તો જ્વાળામુખીના મુખમાંથી નીકળતી અગ્નિજ્વાળાનો વિશાળ પડદો જ અમારા જોવામાં આવ્યો; પરંતુ અમે તે તરફ દૃષ્ટિને સ્થિર કરવા માંડી એટલે એ અગ્નિના પડદામાં એક પ્રકારનું ચિત્ર દોરાતું–રચાતું હોય એવો ઝાંખો ખ્યાલ આવવા લાગ્યો, અને ધીમે ધીમે એ ચિત્રની રેખાઓ વધુ ને વધુ સ્પષ્ટ થવા લાગી.

અમે તે આતશી પડદામાં શું જોયું? તાડનાં વૃક્ષો જેને કિનારે હારબંધ ઊભેલાં છે એવી એક નદીની રેતીમાં ઊભેલું દેવ-મંદિર પહેલાં દેખાયું. એ દેવમંદિરના આંગણામાં બૌદ્ધ સાધુઓ આમ તેમ ફરતા હતા તે ઉપરથી તે બૌદ્ધમંદિર હશે એમ જણાતું હતું. જોતજોતામાં સાધુઓ મંદિરમાંથી નીકળીને મઠમાં ચાલ્યા ગયા, પરન્તુ એક જુવાન સાધુ મઠમાં ન જતાં બુદ્ધ ભગવાનની મૂર્તિ સમક્ષ ગયો, અને ત્યાં બુદ્ધને ચરણે મસ્તક નમાવીને બોલ્યોઃ "**बुद्धं शरणं गच्छामि.**" જ્યારે તે એ બુદ્ધની મૂર્તિ પાસેથી પાછો વળ્યો ત્યારે

તેનું મુખ જોવામાં આવ્યું. તે સાધુનો ચહેરો લલિતની જુવાનીના સમયના જેવોજ હતો ! જાણે તે લલિત પોતે હતો, પણ ના, કામરૂદેશની પેલી ગુફામાં અમે જે કુંબલકુમારનું મુડદું જોયું હતું તેવો જ એ હુબહૂ ચહેરો હતો. તે કુંબલકુમારજ હતો !

લલિતે આ દશ્ય જોતાંજ મારો હાથ પકડીને કહ્યું: "કાકા ! કાકા ! જુઓ ! "

મેં તેને ચૂપ રહેવાની ઇશારત કરીને પેલા આતશી પડદામાંનું દશ્ય જોવામાં ચિત્ત પરોવ્યું. કુંબલકુમારે બુદ્ધનું શરણુ સાધવાના શપથ લીધા અને તે મૂર્તિ પાસેથી પાછો ફરીને મંદિરને ઓટલે ઊભો. તેણે નિર્મળા નીલવર્ણો આકાશ તરફ દષ્ટિપાત કર્યો, આસપાસની વૃક્ષાવલિ તરફ પ્રસન્નચિત્તે જોયું, વૃક્ષાવલિમાં રમતાં હરણીનાં જોડકાં જોયાં, વૃક્ષોની ડાળીમાં કૂજતી કોકીલાનો મૃદુ કંઠરવ સાંભળ્યો, ત્વચાને સુખકર–શીતલ લાગતો વાયુ અનુભવ્યો અને એ રમ્ય વાતાવરણમાં તેને ક્ષણભર ઊભા રહેવાની ઇચ્છા થઇ. તુરતજ તેને સાંભર્યુઃ "હું આ સૃષ્ટિની રમ્યતામાં શાને ચિત્ત પરોવું છું ? મારે ને સંસારને હવે શો સંબંધ ? મારે અને ઇંદ્રિયસુખોને શી લેવા દેવા ? હવે તો મનોવૃત્તિને સંયમમાં રાખીને મારે બુદ્ધનું જ શરણુ સાધવું જોઇએ." એવો વિચાર કરી તેણે એ રમ્ય દશ્યો તરફથી પોતાની દષ્ટિને પાછી બોલાવી લીધી અને નીચું જોયું. એટલામાં વાદળીઓ પાછળ લપાતો અને બહાર નીકળતો સૂર્ય તડકા–છાયાની રમત રમવા લાગ્યો, વાયુ જોરથી વાવા લાગ્યો, આકાશમાં વાદળાં ચડવા લાગ્યાં અને વિદ્યુતના ચમકારા થવા લાગ્યા. કુંબલકુમારનું ચિત્ત આ પ્રકૃતિલીલા જોવાને પુનઃ અધીરૂં થયું અને તેણે માથું ઉંચું કરી ચોપાસ દષ્ટિ કરી. પ્રકૃતિ થનથનાટ નાચવા

લાગી હોય તેમ તેને લાગ્યું. સામેની વૃક્ષાવલિમાં મયૂરો રમતા દેખાયા તે પણ તેણે જોયું. પણ આ શું ? એ મયૂરોની વચ્ચે થઇને કોઈ સુંદરી પોતાના મુખ ઉપર બુરખો પહેરીને ચાલી આવે છે ! કંબલકુમાર તેની તરફ જોઇ રહ્યો. તેનું મુખ દેખાતું નહોતું, છતાં તેનાં અંગોપાંગમાંથી સુંદરતા અને મધુરતા ઝરી રહી હતી. મંદ પગલે તે સુંદરી સીધી કંબલકુમાર પાસે આવીને ઊભી રહી અને બોલીઃ "હે ઉપાસક ! તું ભૂલ્યો છે." કંબલકુમારે પૂછ્યુંઃ "મારી ભૂલ બતાવનારી તું કોણ છે ?" તે સુંદરી બોલીઃ "તે તું પછી જાણીશ, પણ એકવાર તું મારી ઉપાસના કર; મને ઉપાસ્યા વિના તું બુદ્ધનું શરણ પામવાનો નથી." કંબલકુમાર બોલ્યોઃ "તું તારું નામ કહેતી નથી, તારી ઓળખાણ આપતી નથી, તારૂં મુખ બતાવતી નથી, પછી હું તારી ઉપાસના કેવી રીતે કરૂં ?" સુંદરીએ તુરત જ પોતાના મુખ ઉપરથી બુરખો ખેંચી કાઢયો અને કહ્યુંઃ "ચાલ, મને નમન કર; હું પોતે પ્રકૃતિદેવી છું, જગતની માતા છું, સર્વ શક્તિમતી છું; પહેલાં મારી ઉપાસના કરીશ, તો તું બુદ્ધને શરણે ત્વરાથી પહોંચીશ, અને નહિતો સીધી રીતે બુદ્ધનું શરણ શોધવા જતાં જે માર્ગને તું ટૂંકો માને છે તે તારે માટે લાંબો થઇ પડશે; તું આગળ વધીશ, તોપણ પાછો પડીશ અને તેટલા માટે હું તને કહું છું કે હે મુમુક્ષુ ! તેં અત્યારે બુદ્ધનું શરણ શોધવામાં ભૂલ અને ઉતાવળ કરી છે." કંબલકુમાર આ પ્રકૃતિસુંદરીના વદનની સુંદરતા, તેનો પ્રતાપ, તેનું લાવણ્ય, તેનો સ્વર, એ જોતાંજ એટલો મુગ્ધ થઇ ગયો કે તુરત તેના પગમાં પડયો ! પણ જ્યાં ઉભો થાય છે, ત્યાં તો તે સુંદરી અદશ્ય થઈ ગઇ અને પોતે મંદિરને ઓટલેજ ઊભો હતો એમ તેણે જોયું. આસપાસનું મનોરમ દશ્ય હવે તેને વિશેષ રોચક અને

આનંદજનક લાગ્યું. તેના વદન ઉપર પ્રસન્નતા છવાઇ ગઇ. સામેની વૃક્ષાવલિમાં હવે મયૂરો કળા કરીને નાચતા હતા અને ઢેલો તેમની વચ્ચે આમ તેમ દોડતી ફરતી હતી. આ દશ્ય તે એકીદષ્ટે આનંદપૂર્વક જોઇ રહ્યો. માત્ર થોડી જ ક્ષણો વ્યતીત થઈ એટલામાં તેણે જોયું કે કોઇ રાજકુમારી બુદ્ધ ભગવાનના દર્શનાર્થે મંદિર તરફ આવી રહી છે. તેની વદનસુંદરતા કંબલકુમાર જોઇ રહે છે અને રાજકુમારી તેને અનિમેષ નયને જોઇ રહે છે. રાજકુમારી બુદ્ધ ભગવાનની મૂર્તિનાં દર્શન કરી પોતાની સખીઓ સાથે પાછી ફરે છે પરન્તુ જતાં જતાં તે કંબલકુમાર તરફ એવો અર્થસૂચક કટાક્ષ કરતી જાય છે કે તેથી મુગ્ધ બનેલો કંબલકુમાર તેની પાછળ પાછળ જાય છે, અહા! એ રાજકુમારીનું મુખ ખરેખર કાલુનની મહારાણી વિજ્જુલરેહાના મુખનેજ બરાબર મળતું આવતું હતું! રાજકુમારી મંદિરની બહાર નીકળીને પોતાની સખીઓને આગળ જવાનું કહી પોતે કંબલકુમાર સાથે વાતચીત કરવા રોકાય છે અને થોડાજ સમયની વાતચીતને અંતે એ આતશી પડદા ઉપર કંબલકુમાર અને રાજકુમારી એક બીજાના બાહુપાશથી બંધાઇને ઊભેલાં–પરસ્પર ચુંબનની વૃષ્ટિ કરતાં નજરે પડે છે!

અમારી પડખે ઊભેલી વિજ્જુલરેહા બોલી ઉઠી: "જોયું કે દાદા? ભૂતકાળમાં મેં એનું હૃદય કેવી રીતે હરી લીધું હતું તેનો સાક્ષીભૂત આ દેખાવ છે. બસ, મારૂં અંતઃકરણ અને મારા દાદાનું ત્રિકાળ જ્ઞાનજ સાચાં હતાં, એનો આથી વધુ મજબૂત પુરાવો શો જોઇએ?"

આશા બોલી: "ચૂપ રહે, બાઇ! પણ ત્યારપછી તું તેને કેવી રીતે ખોઇ બેઠી તે આ આતશી પડદામાં જરા જોવા લાગ."

હવે દૃશ્ય બદલાયું. એક પુષ્પશય્યામાં કોઈ અપ્સરા સૂતી છે. તેને સ્વપ્ન આવે છે અને સ્વપ્નમાં તે ભયભીત થાય છે. તેની ઉપર નીચી વળી રહેલી એક વાયુરૂપી આકૃતિ ધીમે ધીમે તેના કાનમાં કાંઇ ગણગણે છે. તે વાયુરૂપી આકૃતિ કોઇ દેવીની દેખાય છે અને જ્યારે તે પેલી અપ્સરાના કાનમાં કાંઇ કહીને જવા લાગે છે ત્યારે માલૂમ પડે છે કે એ દેવી બીજી કોઇ નહિ પણ કંબલકુમારને નમાવનારી પ્રકૃતિદેવી પોતેજ છે! પેલી અપ્સરા હવે સ્વપ્નમાંથી જાગે છે અને ચોપાસ નજર કરે છે. ઓ પ્રભુ! તેનો ચહેરો તે પેલી માયાનોજ ચહેરો છે! કામરૂદેશની ગુફામાં એજ સુંદરીની ઉપર લલિત મોહમુગ્ધ થયો હતો. એ આતશી પડદા પર માયાનું મનોરમ મુખડું જોઇને અમારા મુખમાંથી નિઃશ્વાસ નીકળી પડયો.

પુનઃ એ અપ્સરા સૂઇ જાય છે અને પુનઃ પ્રકૃતિદેવી આવીને તેના કાનમાં કાંઇ કહે છે. તે આંગળી કરીને કાંઇ બતાવે છે! શું દેખાય છે? દૂર–દૂર એક વિશાળ નદીપર એક હોડી વહી જાય છે, તેમાં એક સ્ત્રી અને પુરૂષ એક બીજાના ભુજમાં ભીડાયલાં સૂતાં છે. તે બીજું કોઇ નથી પણ બુદ્ધનું શરણ શોધવાને એક વાર સાધુ થએલો, તત્ક્ષણ પ્રકૃતિદેવીનો ઉપાસક થએલો અને વિના વિલંબે રાજકુમારીના મોહમાં ફસાએલો કંબલકુમાર અને તેની પ્રેમિકા નેપાળી રાજકુમારી અન્નપૂર્ણા છે. તેઓ દૂર ને દૂર હોડીમાં બેસી નાસી જતાં દેખાય છે. તેમની ઉપર કલગીવાળો એક મયૂર ઉડતો દેખાય છે, જાણે પ્રકૃતિદેવીનોજ પ્રતિનિધિ હોય!

પુનઃ દૃશ્ય બદલાય છે. કામરૂદેશની એક ગુફામાં કંબલકુમાર મરેલો પડયો છે. અત્યારે તેનું મસ્તક સાધુના જેવું બોડેલું નથી પણ તે પર લાંબા સુંવાળા વાળ ઝુકી રહ્યા છે. છાતીમાં વાગેલા

ઘાથી તેનું મુડદું લોહીલોહાણુ થઇ ગયું છે. તેની પાસે બે સ્ત્રીઓ ઊભેલી છે. એક સ્ત્રી અત્યંત સુંદર કલ્પનાતીત સુંદર છે અને તે કેવળ નગ્ન ઊભી છે, સિવાય કે તેના લાંબા વાળ તેનાં અંગોને ઢાંકી રહ્યાં છે. બીજી કાળા વસ્ત્રમાં સજ્જ થએલી છે અને પોતાના સ્વામીને મારી નાંખવા માટે પેલી નગ્ન સ્ત્રીપર શ્રાપનો વરસાદ વરસાવતી દેખાય છે. એ નગ્ન સ્ત્રી તે માયા છે અથવાતો પેલી અપ્સરા છે કે જેના કાનમાં પ્રકૃતિદેવીએ કાંઈ સૂચના કરી હતી. બીજી સ્ત્રી નેપાળી રાજકુમારી અન્નપૂર્ણા છે, જેણે કુંબલકુમારને મોહમુગ્ધ કરીને તેની સાથે લગ્ન કર્યું હતું અને જે નાસીને કામરૂદેશ તરફ ગયાં હતાં.

એ દૃશ્ય પૂરૂં થઈ ગયું. આશા જાણે કે પોતાના જાદૂઈ પ્રયોગોથી થાકી ગઈ હોય તેમ એક ઉચ્છ્વાસ લઇને પોતાના આસનપર આરામથી પડી.

થોડી ક્ષણો એ આતશી પડદામાં કોઈ કોઈ ગુંચવાયલાં દૃશ્યો દેખાયાં, જાણે કે બે હજાર વર્ષના ગાળાના જૂદા જૂદા પ્રસંગો આછીઝાંખી સ્મૃતિમાંથી ઉભરાઇને દેખાતાં ન હોય! જંગલના દેખાવો, લોકોનાં ટોળાં, મોટી ગુફાઓ, જૂદાજૂદા મનુષ્યો જેમાં અમારા ચહેરા પણ દેખાતા હતા, એ બધા ગુંચવાયલા દેખાવો ઝડપથી પસાર થઈ ગયા. લડાઇના દેખાવો, મુડદાંઓ, મરેલાનાં ભૂતો અને એવા બીજા ભયાનક દેખાવો પણ તેમાં હતા. પુનઃ આતશી પડદો ચિત્રો વિનાનો સાફ થઇ ગયો.

આશાએ પૂછ્યું: "ઓ વિજ્જુલરેહા! બોલ, તારા પ્રશ્નનો જવાબ મળી ગયો?"

"ઓ માતા! મેં ચિત્ર વિચિત્ર દેખાવો જોયા છે ખરા, પરન્તુ

તે સાચાજ છે અને તારી કલ્પનાઓથી તેં આતશી પડદામાં ઉતારેલા જાદૂઈ દેખાવો નથી તેની ખાત્રી મને શી રીતે થાય?"

"તો સાંભળ, હું તેનો ખુલાસો કરૂં." આશા બોલી: "કુંબલકુમારે બુદ્ધનું શરણુ ઇચ્છયું તે તેં જાણ્યું, પરન્તુ બુદ્ધને શરણે જવા માટે જે મનઃસંયમ જોઇએ તે તેને પ્રાપ્ત થયો નહોતો. તેની વૃત્તિઓ એવા સંયમ માટે કેળવાઈ નહોતી પ્રકૃતિની લીલાથી તેનું હૃદય રાચતું હતું અને વૃત્તિઓને બળાત્કારે પાછી ઓસ્રાવ્યા છતાં પુનઃ પુનઃ તે પ્રકૃતિમાં લીન થતું હતું. પ્રકૃતિદેવીએ આ જાણ્યું અને તે તેની પાસે ગઈ. તેણે તેને કહ્યું કે જ્યાંસુધી તું પ્રકૃતિને ઊપાસીશ નહિ, જ્યાંસુધી તું તારી ભ્રમતી વૃત્તિઓને શાંત કરવા માટે પ્રકૃતિની ઉપાસના કરીશ નહિ, ત્યાંસુધી માથું મુંડાવીને બૌદ્ધ સાધુ બનવાથી કે બુદ્ધની મૂર્તિ પાસે જઇ "**बुध्धं शरणं गच्छामि**" બોલવાથી તને બુદ્ધનું શરણ પ્રાપ્ત થવાનું નથી. માટે તું એક વાર પ્રકૃતિની ઉપાસના કરી લે, એટલે પછી બુદ્ધનું શરણ પ્રાપ્ત કરવામાં અર્થાત્ મુક્તિની સાધના કરવામાં ઝડપથી ગતિ કરી શકીશ પ્રકૃતિને તેણે ઓળખી અને તેના પ્રતાપ આગળ તે નમ્યો. પ્રકૃતિની ઉપાસના કરવાનું તેનું એ વ્રત હતું, પરન્તુ ચલવિચલ મનવાળા એ કુંબલકુમારે તત્ક્ષણ પ્રકૃતિને પણ વિસારી મૂકી! જો પ્રકૃતિની સુંદરતાના સાગરમાં સ્નાન કરવાનું તેણે પસંદ કર્યું હોત તો પ્રભુના આ વિશ્વની સુંદરતા અને વિવિધતામાં તે રસ લેવા લાગત, તેની વૃત્તિઓને તેમાં સ્થિર તથા એકાગ્ર કરી શકત અને કુટિલ વાસનાઓનું શમન થાત, એટલું જ નહિ પણ ક્રમે ક્રમે વિશ્વની સુંદરતા અને વિવિધતામાંથી એને જ્ઞાન મળત કે આ વિશ્વ પણ અનિત્ય છે અને તે સમયે તેને બુદ્ધનું શરણ પ્રાપ્ત થતાં વાર લાગત નહિ. પરંતુ બુદ્ધના શરણના એ જિજ્ઞાસુને

તો હજી વિષયરસમાં રગદોળાવાનું બાકી રહ્યું હતું, એટલે તે તત્ક્ષણ નેપાળી રાજકુમારી અન્નપૂર્ણાના મોહને વશ થઇ ગયો અને તેની સેવા તથા પાતિવ્રત્યથી અંજાઇ ગયો. આ રીતે તેણે પ્રકૃતિદેવીનો કોપ વહોર્યો. વિજળુલરેહા ! કંબલકુમારને પ્રકૃતિની ઉપાસનામાંથી ચલિત કરનારી અન્નપૂર્ણા તે તું જ હતી અને તારામાં જેવી મોહકતા હતી તેવાજ તારા કટાક્ષો જાદુભર્યા હતા. તેં તારી શક્તિથી કંબલકુમારને વશ કરી લીધો. પ્રકૃતિની ઉપાસના તેં છોડાવી અને વિષયરસની ઉપાસના કરાવી. કોપને વશ થએલી પ્રકૃતિદેવીએ હવે પોતાના ઉપાસકને પોતાના કબજામાં લેવા માટે માયા નામની અપ્સરાને ફરમાન કર્યું. દેવીએ એ અપ્સરાને સ્વપ્નમાં સૂચના કરી કે તું એ ભ્રષ્ટ થએલા ઉપાસકની પાછળ જા અને મારા કોપનું બલિદાન બનાવ; તારા એટલા કાર્યના બદલામાં હું તને અગાઉથી પૃથ્વી ઉપર અમરત્વ અને અપૂર્વ સુંદરતાનું દાન કરીશ. આ ફરમાન ઉપાડી લઇને અપ્સરા માયા કૈલાસ પર્વતમાંથી ઉપડીને કામરૂદેશમાં ગઇ. જ્યારે કંબલકુમાર અને અન્નપૂર્ણા ગુફાઓમાં ભટકી રહ્યાં હતાં ત્યારે માયા કામરૂદેશમાં એવે સ્થાને પહોંચી ગઇ હતી કે જ્યાં તેને નેતિ નામના એક વાનપ્રસ્થ તત્ત્વજ્ઞાનીનો મેળાપ થયો. એ નેતિ તે હરપાળ ! તું જ હતો. તેને ત્યાં માયાને મદદ કરવા માટે પ્રકૃતિ દેવીએ રાખ્યો હતો. નેતિની પાસેથી માયાએ જીંદગીના અમર અગ્નિનું રહસ્ય જાણી લીધું અને પાછળથી તેમાં સ્નાન કરીને એવું અમરત્વ પ્રાપ્ત કર્યું કે જેથી કાળની કશી અસર તેને થાય નહિ અને અમર જુવાનીમાં તે મસ્ત બનેલી જ રહે. આ અમર જુવાની પ્રાપ્ત કરતી વખતે માયાએ પ્રતિજ્ઞા કરી હતી કે " હું કંબલકુમારની અને તેની સ્ત્રીની હત્યા કર્યા વિના રહેવાની નથી અને એ રીતે પ્રકૃતિ

દેવીની આજ્ઞાનો અમલ કરીશ." પરંતુ કંબલકુમારને જોતાં જ તેની પ્રતિજ્ઞા ચલિત થઇ ગઇ ! જેવી રીતે કંબલકુમારે પ્રકૃતિની ઉપાસના છોડીને વિષયરસમાં રગદોળાવાનું પસંદ કર્યું હતું, તેવી જ રીતે માયાએ પ્રકૃતિદેવીની આજ્ઞાને બાજુએ મૂકીને વિષયના જાપ જપવા માંડયા ! એ અપ્સરાએ મૃત્યુલોકના માનવીનો પ્રેમ કદાપિ ભોગવ્યો નહોતો, એટલે તેને કંબલકુમારના પ્રેમની વાસના જાગી. તે તેને અને તેની સ્ત્રીને અમર અગ્નિને સ્થાને લઇ ગઇ. પોતે એ અગ્નિમાં સ્નાન કરીને અમર થવા ઉપરાંત કંબલકુમારને તેમાં સ્નાન કરાવી અમર કરવા માંગતી હતી, તથા નેપાળી રાજકુમારીને મરી જવા દેવા ઇચ્છતી હતી. પરન્તુ પ્રકૃતિદેવીએ તેમ થવા દીધું નહિ અને પ્રતિજ્ઞાભ્રષ્ટ થએલી માયાને હાર ખવરાવી. માયાને દેવીએ આપેલા વચન પ્રમાણે તેને અમર જુવાની પ્રાપ્ત થઇ, પરન્તુ કંબલકુમારે અમર જુવાની પ્રાપ્ત કરવાની ના પાડી અને અન્નપૂર્ણાને જ વળગી રહેવાનો પોતાનો નિશ્ચય દર્શાવ્યો, એટલે ક્રોધથી અંધ બનેલી માયાએ કંબલકુમારની હત્યા કરી અને અન્નપૂર્ણાને જીવતી રહેવા દીધી. આ પ્રમાણે પ્રકૃતિદેવીએ ઉપાસનાભ્રષ્ટ કંબલકુમારનો ઘાત કરાવ્યો, પ્રતિજ્ઞાભ્રષ્ટ અપ્સરા માયાને અતૃપ્ત વાસનાનું દુઃખ અને પશ્ચાત્તાપ પ્રાપ્ત કરાવ્યાં અને નેપાળી રાજકુમારી અન્નપૂર્ણાને તીવ્ર ઇર્ષ્યામાં અને વૈરમાં ડૂબકાં ખાવા જીવતી રહેવા દીધી. આથી જ પોતાના પ્રિયતમના પ્રેમને પાછો મેળવવાને તેણે પાછળથી આકાશ–પાતાળ એક કરવા જેવા યત્નો કર્યા હતા અને પ્રકૃતિદેવી પાસેથી તેના ઉપાસકને ઝુંટવીને પોતાના હાથમાં લેવા માટે તે ઘેલી બની ગઇ હતી !

" ત્યારપછી વર્ષોનાં વર્ષો અને સૈકાના સૈકા વીતી ગયા. તે

બધો વખત માયા અમર બની હોવાથી કામરૂદેશમાં રહી રહી કંબલ-કુમારના પુનર્જન્મની આશા રાખીને બેઠી હતી. સૈકાના સૈકા તેણે કંબલકુમારને ગુમાવવા માટે શોક અને પસ્તાવામાં ગાળ્યાં. છેવટે વખત થતાં કંબલકુમારનો પુનર્જન્મ થયો, તે તેની પાસે આવ્યો, બીજું બધું માયાની ધારણા પ્રમાણે બન્યું, પરન્તુ છેલ્લી ઘડીએ પ્રકૃતિએ તેને એવો ફટકો મારીને હાર ખવડાવી કે ન પૂછો વાત! જે અમર જુવાની પ્રકૃતિદેવીએ તેને આપી હતી તે તેણે તેની પાસેથી લૂંટી લીધી, અને તેના પ્રેમિક કંબલકુમારની દૃષ્ટિ સમીપે રૂપસુંદર માયા તિરસ્કરણીય ભયંકર સ્વરૂપને પામી અને એ અમર લેખાતી હોવા છતાં મરણ પામતી દેખાઈ! છતાં ઓ કંબલકુમાર! હું તને કહું છું કે તે મરણ પામી નહિ. એ અમર અગ્નિની ગુફામાં શું માયાએ તારી પાસે સોગંદપૂર્વક કહ્યું નહોતું કે પોતે જરૂર પાછી આવશે? ત્યારપછી, હે લલિત! અથવાતો હે કમ્બલકુમાર! એ માયાના પ્રેતાત્માએ તને તારી નિદ્રામાં અહીંસુધી પોતા પાસે આવવા દોર્યો, અને તને ઇશારતથી આ સ્થાનની ઓળખ અને નિશાનીઓ આપી અને જ્યારે જ્યારે તું મુંઝાયો ત્યારે ત્યારે આ જ્વાળા-મુખીની જ્વાળાના ભભુકતા કિરણથી તને માર્ગ દર્શાવ્યો. જંગલોની, પહાડોની, રણોની અને બરફનાં મેદાનોની કપરી મુસાફરીમાં પણ એ જ પ્રેતાત્મા ડગલે ડગલે તારી સાથે જ હોય એવો ભાસ શું તને થતો નહોતો?" એટલું કહીને આશાએ લલિતની સામે પ્રત્યુત્તરની આશાથી દૃષ્ટિ કરી.

લલિત બોલ્યો: "આ કથાનકના પહેલા ભાગની વાત હું આરસની તખ્તીપરના લખાણ પરથી જાણું છું; તે સિવાય એ જાણવાનું બીજું કશું સાધન નથી. અને બાકીની બીજી બધી વાત હું અથવા

અમે જે પ્રમાણે જાણીએ છીએ તે પ્રમાણે સાચી છે. પરન્તુ મારે એક સવાલ પૂછવાનો છે. તું કહે છે કે માયાનો પ્રેતાત્મા મને અહીં સુધી પોતા પાસે દોરી લાવ્યો, તો પછી માયા છે ક્યાં? શું તું પોતે જ માયા છે? જો તેમ હોય તો તારો સ્વર એ કેમ માયાનો સ્વર નથી? વળી તું માયા કરતાં નાની અને દુબળી કેમ દેખાય છે? જે દેવીની તારી પર સત્તા હોય તેની આણ દઇને હું તને પૂછું છું કે બોલ, તું જ માયા છે?"

આશા બોલી ઉઠી: "હા, હું માયા છું, હું તેજ માયા છું કે જેને તેં અનંત કાળ સુધી ચાહવાનું કામરૂદેશની ગુફામાં વચન આપ્યું હતું."

વિજ્જુલરેહા બોલી ઉઠી: "તે જુઠું બોલે છે; તે પોતાને મ્હોંએ કહે છે કે તું મારોજ ભરથાર છે: આ દેવી બની બેઠેલી સ્ત્રી કહે છે કે ૨૦ થી ઓછાં વર્ષ પૂર્વે તે તારાથી જુવાન અને સુંદર સ્વરૂપમાં તારાથી જૂદી પડી હતી, પરન્તુ તે તો અહીં સો વર્ષથી આશાદેવીના મંદિરમાં આશાને નામે ઓળખાતી એક ઘરડી સાધ્વી માત્ર છે અને બધા સાધુ–સાધ્વીઓ ઉપર અધિકાર ચલાવે છે. જોઉં તો ખરી, એ વાતની તે કેવી રીતે ના પાડી શકે છે?"

આશા બોલી: "ઓજસ! વિજ્જુલરેહા જે સાધ્વીની વાત કહે છે તે સાધ્વીની મરણની કથા તું જાણે છે એટલે બોલ!".

ઓજસ માતાને નમ્યો અને બોલ્યો: "અઢારેક વર્ષ પૂર્વે જે સાધ્વીની વાત વિજ્જુલરેહા કહે છે તે સાધ્વી પોતાની ૧૧૮ વર્ષની વયે મારી દૃષ્ટિ સમીપે મરણ પામી હતી. તેના મરણ પછી ત્રણ કલાકે, જે આસન ઉપર બેઠાં બેઠાં તેનું મરણ થયું હતું તે આસન

પરથી તેના મૃતદેહને ઉપાડવા અમે ગયા, કારણકે અહીંના રીવાજ મુજબ તે મુડદાને આ અગ્નિમાં પધરાવવાનું હતું. એટલામાં એક ચમત્કાર થયો! તે મુડદું જીવતું થયું, પરન્તુ તે વખતે બહુ જ બદ-લાઈ ગયેલું હતું. કોઈ પ્રેતાત્માનો આ જાદુઈ પ્રયોગ હોવો જોઇએ એમ માનીને મંદિરના સાધુઓ તથા સાધ્વીઓએ તે સાધ્વીને મંદિ-રની અધિષ્ઠાત્રી તરીકે માન્ય રાખવાની ના કહી, અને તેમણે તેને ગાદી પરથી ઉઠાડીને હાંકી કાઢી હોત. પરન્તુ એટલામાં પર્વતમાંથી જ્વાળા ફાટી નીકળી. મંદિરમાં બળતા જ્વાળાસ્થંભો એકાએક હોલવાઇ ગયા અને બધા લોકો ભયભીત થઈ ગયા. એટલામાં ગેબી વાણી સંભ-ળાઈ: "જેને મેં મંદિરની અધિષ્ઠાત્રી તરીકે મોકલી છે તેનો તમે સત્કાર કરો અને મારા ન્યાય તથા હેતુને માન આપો." આ ગેબી વાણી સાંભળતાંજ પુનઃ જ્વાળાસ્થંભો બળવા લાગ્યા અને અમે નવી અધિષ્ઠાત્રી તરીકે તે સાધ્વીનો સત્કાર કર્યો તથા 'માતા' એવું નામ આપ્યું. આ વાતના સેંકડો સાક્ષીઓ આજે પણ મળી શકે તેમ છે."

આશા બોલી: "વિન્જુલરેહા! આ વાત તેં સાંભળીને! હજી પણ તને સંશય રહે છે કે?"

વિન્જુલરેહા બોલી: "હા; હું કહું છું કે આ ઓજસ પણ જૂઠું બોલે છે. જો તે જૂઠું બોલતો ન હોય, તો તેને કાંઇ સ્વપ્ન આવ્યું હોવું જોઇએ ને ગેબી વાણી સંભળાઈ હતી તે તારી પોતાની જ હોવી જોઇએ. જો તું એ અમર અપ્સરા જ હોય, જો તું માયા પોતેજ હોય, તો તે વાત આ બે પુરૂષો કે જે તને સારી પેઠે ઓળખે છે તેમની સમીપે સાબીત કરી આપ. જે સુંદરતાને તું આ ચીંથરાં હેઠળ છુપાવી રહી છે તે ચીંથરાં કાઢી નાંખ. તારા દિવ્ય અને

સુંદર સ્વરૂપને અમારી આંખે જોઈ લેવા દે. તારો પ્રેમિક કંઇ તારી સુંદરતા અને લાવણ્યને વિસરી ગયો નહિ હોય. તે તને ઓળખી લેશે અને તારે પગે પડીને કહેશે કે 'તુંજ મારી અમર અપ્સરા છે, બીજું કોઈ નહિ.' તું એવી રીતે સાબીતી આપીશ, ત્યારે હું માનીશ કે તું એક ખરેખરી ચૂડેલ છે, તેંજ ખૂનના બદલામાં અમરતા પ્રાપ્ત કરી છે અને તારી રાક્ષસી સુંદરતાનો ઉપયોગ તેં પુરૂષોના આત્મા ઉપર ભુરકી નાંખવામાં બરાબર કર્યો છે."

આ સાંભળીને આશા બહુ અકળાઈ અને બોલી: "કુંબલકુમાર! બોલ, તારી પણ તેવીજ ઇચ્છા છે કે? જો તારી તેવી ઇચ્છા હોય તો મારે તેને તાબે થવું જોઇએ. છતાં હું તને પ્રાર્થના કરૂં છું કે તું એવી આજ્ઞા કરીશ નહિ, કારણકે હજી તે માટેનો સમય આવી પહોંચ્યો નથી. કુંબલકુમાર! કામરૂદેશની ગુફામાં મેં તને ચુંબન કર્યું અને તને 'મારો' કહ્યો, ત્યારપછી હું કાંઇક બદલાઇ ગએલી છું."

લલિત મનમાં ગુંચવાતો આસપાસ જોવા લાગ્યો. એટલામાં તેની નજર તુચ્છકારથી હસી રહેલી વિજ્જુલરેહા પર પડી. તે બોલી: "ઓ મારા અતિથિ ભરથાર! તું તેને તેનું ખરૂં સ્વરૂપ ખુલ્લું કરવાની આજ્ઞા કર. હું સોગંદ લઇને કહું છું કે હું તેની સુંદરતાની ઇર્ષ્યા નહિ કરૂં."

આ ટોણાથી ઉશ્કેરાતો લલિત બોલ્યો: "હા, હું તેને તેનું સ્વરૂપ ખુલ્લું કરવાનું જ કહું છું. સારૂં કે ખરાબ ગમે તે હો, પણ હું તે જાણવા ઇચ્છું છું, પણ આવી ત્રિશંકુના જેવી સ્થિતિમાં મરવા ઇચ્છતો નથી. તે ગમે તેટલી બદલાઇ ગઈ હોય, પણ જો તે માયા

જ હશે તો હું તેને ઓળખ્યા વિના રહેવાનો નથી અને જો તે માયા જ હશે તો હું તેને ચાહીશ જ."

આશા બોલી: "સાબાશ, કંબલકુમાર ! તું હિંમતથી બોલ્યો છે અને તે માટે હું તારો આભાર માનું છું. વિશ્વાસ અને એકનિષ્ઠાના મધુર શબ્દો તું કોની પ્રત્યે બોલે છે તેની તને ખબર નથી. હવે તું સત્ય જાણી લે, કારણકે હું તારાથી વધુ વખત છૂપી રહેવા ઇચ્છતી નથી. જ્યારે હું મારૂં સ્વરૂપ ખુલ્લું કરૂં ત્યારે તારે બેમાંથી એકની પસંદગી કરવાની છે ! આ મારી હરીફ વિજળુલરેહાની અથવા-તો જેને એકનિષ્ઠ રહેવાના તેં સોગંદ લીધા છે તે માયાની. પછી જો તારી ઇચ્છા હોય તો તું મારો અસ્વીકાર કરી શકીશ અને તારૂં કશું અકલ્યાણ પણ નહિ થાય, પરન્તુ પછી મનુષ્યો જેને આશીર્વાદ રૂપ માને છે તે સત્તા, ધન, અને પ્રેમ પ્રાપ્ત થશે. પરન્તુ પછી તારે તારા અંતઃકરણમાંથી મારા સ્મરણનો ત્યાગ કરી દેવો પડશે, કારણકે પછી મારે તને તારી ભાગ્યરેખાને અધીન છોડી દેવો પડશે. ખબરદાર ! તારી સમક્ષ આવી પડેલું કાર્ય કાંઇ જેવું તેવું નથી. હું તને કશી કબૂલાત આપતી નથી, શિવાય કે કોઈ પણ પુરુષને કદી ન મળ્યો હોય અને ન મળી શકે તેવો પ્રેમ અને એકનિષ્ઠા તને મળશે."

પછી આશા મારી તરફ જોઇને બોલી: "હુરપાળ ! મારા સાચા મિત્ર ! આગલા જમાનાના મારા એક માર્ગદર્શક ! મારા પ્રિયતમથી બીજા નંબરના મારા દોસ્ત ! તારો નિર્દોષ અને નિર્મળ આત્મા કદાચ એવું જ્ઞાન ધરાવતો હશે કે જેવું જ્ઞાન અમારામાં નહિ હોય. તું તારા પાલિત પુત્ર સાથે મસલત કર અને પછી આજ્ઞા

કરવી હોય તે મને કર. એની અને તારી આજ્ઞાને હું તાબે થઇશ અને મારી જે દશા થશે તે દશાને નમન કરીને તને મારા સાચા જીગરથી આશીષ દઇશ. અને હા, જો તે મને સ્વીકારવાની ના કહેશે તો આ લોકથી પર એવા અન્ય લોકમાં કે જ્યાં મૃત્યુલોકની બધી વાસનાઓ વિરામ પામી ગઇ હોય છે, ત્યાં હમેશની દિવ્ય મૈત્રી ભોગવતાં હું અને તું એકલાં રહીશું. હું જાણું છું કે તું મને છોડવાને કદાપિ કબૂલ નહિ થાય. નિર્મળ સત્યની ભઠ્ઠીમાં તવાઈ ટીપાઇને રચાયેલું તારૂં હૃદય આ લાલચ અને વાસનાની છોટી–મોટી જ્વાળા-ઓથી કાંઇ પોતાનો ગુણ ત્યજવાનું નથી અને તું બીજી કોઈ સ્ત્રીના હૃદય સાથે બંધાવાનો નથી તે પણ હું જાણું છું."

મેં જવાબ આપ્યો: "માયા ! આ તારા માયાળુ શબ્દો માટે હું તારો આભાર માનું છું અને આ તારા ગરીબ દોસ્તે તને મળવા આવવા માટે જે દુઃખો અને યાતનાઓ વેઠી છે તેનો હજારગણો બદલો તેને તારા એ શબ્દો વડે મળી ચૂકયો છે. હું પોતે તો માનું છું કે તું પોતેજ માયા છે, તું પોતેજ કામરૂદેશની મહારાણી છે, કારણકે તારા શબ્દો ગમે તે મુખમાંથી બોલાતા હોય તોપણ એ શબ્દો અને તેની પાછળના વિચારો તો માયાના જ છે તે વિષે મને જરા પણ સંશય નથી." માયાના શબ્દોથી હું એટલો આનંદમાં આવી ગયો હતો કે વિશેષ શું બોલવું તે મને સૂઝ્યું જ નહિ. અત્યારે જ જાણી શકયો કે હું માયાને પણ પ્રિય હતો કે જેવો લલિતને હું પ્રિય હતો. માયાના એ સ્નેહભર્યા શબ્દોથી વધુ મને શું જોઇએ?

પછી હું અને લલિત એક બાજુએ જઇને મસલત કરવા લાગ્યા અને બીજા બધા અમને જોઇ રહ્યા. છેવટે એવો નિર્ણય

થયો કે આશાને પોતાનો બુરખો કાઢી નાંખવાની આજ્ઞા કરવી જ, પછી ભલે ભાગ્યમાં જેમ લખ્યું હોય તેમ થાય.

હું અને લલિત પુનઃ આશાની સમીપે જઇને ઉભા. મેં કહ્યું: " અમે નિશ્ચય કરી નાંખ્યો છે. અમે પૂરી મસલત ચલાવી છે. હવે આશા ! અમારી એવી ઇચ્છા છે કે તારે અમારી સમીપેજ બુરખો કાઢી નાંખવો અને અમને પૂરેપૂરૂં સત્ય જોવા તથા સમજવાની તક આપવી. "

એક મરણ પામતી સ્ત્રીના સરખે સ્વરે આશા બોલી: " હું તમારી ઇચ્છાને તાબે થવા તૈયાર છું. મારી તમને એટલી જ પ્રાર્થના છે કે તમે મારી ઉપર દયા કરજો અને મારી દીનતાની હાંસી કરશો મા ! મારા આત્મામાં જે દોઝખનો અગ્નિ બળી રહ્યો છે તે અગ્નિમાં તમે તિરસ્કારની આહુતિ નાંખીને તેને વધારે પ્રજ્વાળશો નહિં, કારણકે હું ગમે તે હોઉં, પણ મારી આ દશા, હે કંબલકુમાર ! માત્ર તારે ખાતર જ થઇ છે. અત્યારે પણ હું જ્ઞાનની પ્યાસી છું. જોકે હું બધું જ્ઞાન ધરાવું છું, પુષ્કળ સત્તા ભોગવું છું, છતાં એક વાત શીખવાની મારે માટે બાકી રહે છે, અને તે એ છે કે જો પુરૂપનો પ્રેમ મૃત્યુની પછી જીવંત રહી શકતો હોય તો તેનું મૂલ્ય કેટલું ? "

પછી ધીમેથી આસનપરથી ઉઠીને આશા ઓરડાના દ્વારના કિનારીપર આવી કે જ્યાંથી નીચેનું અગ્નિસરોવર બળી રહેલું દેખાતું હતું. તેણે તીણે–મંદ સ્વરે બૂમ મારી: " અપાપા ! અહીં આવ ! આ મારા બુરખાના બંધ છોડવા લાગ ! "

અપાપા આગળ આવીને ભયભીત વદને આશાના બુરખાના બંધ છોડવા લાગી. અપાપા કાંઇ બહુ ઉંચી નહોતી, છતાં આશા

તેના કરતાંએ નીચી દેખાતી હતી. સૌથી ઉપરનો બુરખો ઉતારી નાંખવામાં આવતાં અંદરથી આશાએ પહેરેલો બીજો બુરખો જોવામાં આવ્યો. એ બુરખાના બંધ છોડવામાં આવ્યા અને એક પછી એક અંગો ઉપરથી તે ઉતારવામાં આવ્યો તો માંહેથી પૂતળાના જેવો આકાર દેખાવા લાગ્યો. સફેદ કપડાંના નાના મોટા ટુકડા કોઇ આકૃતિનાં અંગોને વીંટાળીને તેનું પૂતળું બનાવ્યું હોય તેવો એ દેખાવ હતો. બે બુરખા ઉતરી જવાથી એ પૂતળું પહેલાંની આશા કરતાં નાનું દેખાતું હતું. પછી એ કપડાનાં પડ આશાનાં અંગોપરથી ઉખાળવાનું કાર્ય ચાલ્યું. જેમ જેમ એ પડ ઉખાળવામાં આવતાં ગયાં તેમ તેમ તે બેવડાં ને ચોવડાં ઉપરા ઉપરી વીંટાળેલાં હોય એમ માલૂમ પડવા લાગ્યું ! અને તે સાથે આકૃતિ નાની ને નાની થતી દેખાવા લાગી. એક પાકી ઉમરની સ્ત્રીના શરીરના પ્રમાણમાં તે શરીર બહુજ નાનું બની ગયું અને મારા હૃદયમાં ગડમથલ થવા લાગી. એ શરીર પરનાં કપડાંનાં છેલ્લાં પડો તો જરાએ તકલીફ વિના આપોઆપ ઉખળીને નીચે ઢગલો થઇને પડયાં અને અમે શું જોયું? તદ્દન સુકાઇ ગએલા—કરચલીઓવાળા બે હાથ દેખાયા. એને હાથ કહેવા કરતાં હાડ—ચામનાં મલોખાં કહેવાં એ વધારે વાજબી હતું. પછી પગ દેખાયા અને તે પણ હાથના જેવાજ ટુંકા, પાતળા અને સુકાઇ ગએલા હતા. મસ્તક પરનું માત્ર એક પડ અને હૃદયપ્રદેશ તથા કટિપ્રદેશને ઢાંકતો એક નાનો ઝભ્ભો એ બે સિવાયનાં બધાં આવરણો હવે ઉતરી ચૂકયાં હતાં. હવે તેણે અપાપાને પોતાથી દૂર જવા કહ્યું અને અપાપા માતાનું આ સ્વરૂપ જોઇને અત્યંત ગભરાએલી ત્યાંથી ઝડપથી ખસી ગઇ. પછી એ બે આવરણો પણ આશાએ પોતાની મેળેજ ફાડીને ઉતારી નાંખ્યાં અને તે અમારી સામે મ્હોં કરીને દીર્ઘ ઉચ્છ્વાસ લેતી ઊભી રહી !

ઓ પ્રભુ! તે કેવી હતી? ના, હું તેનું વર્ણન કરીશ નહિ. હું તેને તુરતજ ઓળખી ગયો, કારણકે કામરૂદેશમાં અમર અગ્નિવાળી ગુફામાં બીજી વારનું અગ્નિસ્નાન કર્યા પછીનું તેનું વિચિત્ર તથા ભય ઉપજાવે તેવું સ્વરૂપ મેં જોયું હતું. એ શરીરપર લાંબી ઉમરનાં ચોક્કસ નિશાનો હતાં, છતાં દિવ્ય સ્વરૂપવાળી **માયાની** આકૃતિનાં કાંઇ કાંઈ નિશાનો તેના વદન ઉપર સ્ફુટ થયા વિના રહેતાં નહોતાં. તેના વદનમંડળની રેખાઓ, તેની મગરૂરીનો રૂઆબ, એ બધું એ સુકાઇ ગએલા ચહેરામાં પણ પ્રતીત થયા વિના રહેતું નહિ. જ્વાળામુખીનો જ્વલંત પ્રકાશ તેના અંગની કુરૂપતાપર નૃત્ય કરીને જુગુપ્સા ઉપજાવવા યત્ન કરી રહ્યો હતો.

ચોમેર શ્મશાનવત્ શાન્તિ પ્રસરી રહી. મેં જોયું કે **લલિતનું** મ્હોં ફીકકું પડી ગયું હતું અને તેના પગ પાણી પાણી થઇ જતા હતા; છતાં કાંઇક યત્નપૂર્વક તે ઉભો રહી શકયો અને સ્વસ્થતા ધારણ કરી શકયો. વિજ્જુલરેહા **આશાનું** આ સ્વરૂપ જોઇને આકું જોતી ઊભી હતી. તેની ઇચ્છા એવી હતી કે પોતે પોતાના હરીફ કરતાં વધારે સુંદર પૂરવાર થાય અને એ રીતે તેનો વિજય થાય, પરંતુ આ ભયંકર દેખાવ જોઇને તેનું હૃદય ધ્રૂજી ગયું હતું—સ્ત્રીજાતિની નૈસર્ગિક દયાની લાગણીથી કકળી ઉઠયું હતું. માત્ર **શામન** અને **ઓજસ** સ્થિર-શાંત ઊભા હતા, અને તે ઉપરથી મેં ધાર્યું કે હવે પછી શું બનશે તે તેઓ જાણતા હોવા જોઇએ. **ઓજસ** બોલ્યોઃ “કાળની ગુહામાં દટાઇને વાસણ કટાઇ ગયું હોય તેથી શું? અનિત્ય દેહનો આ અનિત્ય જગતમાં શો હિસાબ છે? એ ખરાબ થઇ ગએલા ફાનસની અંદર દીવો કેટલો ઝળઝળાટ બળે છે તેજ માત્ર

જુઓ! આ પંચભૂતની અંદર કેવો અમર આત્મા પ્રકાશી રહ્યો છે તેનું દર્શન કરો!"

આ ઉમદા વિચારો પ્રત્યે મારું અંતઃકરણ ધન્ય પોકારી ઉઠ્યું. પરન્તુ એટલામાં તો રૂપગર્વિષ્ઠા વિજળુલરેહા થોડાં ડગલાં ભરીને એ કુરૂપવતી આશાના જીવંત મુડદાની બાજુએ ઊભી રહી અને બોલી: "લલિતસિંગ ઉર્ફે કંબલકુમાર! કદાચ તું મારે માટે હલકો વિચાર બાંધતો હશે, તોપણ તું જાણી લેજે કે આવા તુચ્છ દેહવાળી હરીફ સ્ત્રી તરફ તુચ્છકારથી હસવું એ મને પસંદ નથી. એવી કાતીલ હાંસીને હું ધિક્કારૂં છું. તેણે હમણાં આપણને એક વિચિત્ર વાર્તા કહી હતી. એ વાર્તા સાચી હોય કે જૂઠી હોય પણ સત્ય કરતાં જૂઠાણાનું પ્રમાણમાં તેમાં વધારે હતું. તેણે કહ્યું કે મેં પ્રકૃતિદેવીના એક ઉપાસકને તેની પાસેથી ઝુંટવી લીધો અને તેથી તે દેવીએ મારી ઉપર-મારા સ્વામી પ્રત્યે હું પતિવ્રતા રહી તે અપરાધ માટે વેર વાળ્યું. એ પ્રકૃતિદેવી પણ કદાચ જાદુગરણી માયા પોતે જ હશે! એ ગમે તેમ હોય, પણ જો આ જગતમાં કોઇ દેવ-દેવીઓ હોય તો ભલે તેઓ લાચાર મનુષ્ય ઉપર પોતાની શક્તિ અજમાવી લે; અને હું મૃત્યુલોકનું માનવી પણ મૃત્યુ સુધી મારો માર્ગ લીધા કરીશ! દર્મિયાન, ઓ કમ્બલકુમાર! આ બધા સાક્ષીઓની વચ્ચે હું તને શરમ છોડીને કહુ છું કે હું તને ચાહું છું. એમ જણાય છે કે આ સ્ત્રી અથવા દેવી પણ તને ચાહે છે, અને તેણે પોતે જ હમણાં તેમ કહ્યું છે; તો હવે તારે અમારા બેમાંથી એકની પસંદગી હમેશને માટે કરવાની છે. તે એમ કહે છે કે પ્રકૃતિ દેવીના ઉપાસકને કુમાર્ગે દોરીને મેં પાપ કર્યું છે. પ્રકૃતિદેવી પ્રત્યે મેં કરેલો જો એ અપરાધ હોય, તો તેની આજ્ઞાંકિત સેવિકા કહે-

વાતી માયાએ તો તેનો તેથીએ વધુ ગંભીર અપરાધ કર્યો છે. એક રીતે તેણે પ્રકૃતિની ઉપાસના તારી પાસેથી છોડાવીને પોતાની ઉપાસના કરાવવા માંડી છે અને બીજી રીતે તેણે તને ચાહનારી મૃત્યુલોકની સુંદરીનો તારી પ્રત્યેનો પ્રેમ છોડાવવા માંડયો છે. આ રીતે જો હું દુષ્ટ હોઉં તો તે એક દુષ્ટતર સ્ત્રી છે અને ઓઆજસ જે અમર આત્માના પ્રકાશની વાત કહે છે તે પ્રકાશ તે કહે છે તેવો પવિત્ર અને નિર્મળ દેખાતો નથી. તેટલા માટે ઓ લલિત! તું તારી મેળે બેમાંથી એકની પસંદગી કરી લે અને કલહનો અંત આણ. હું મારી મેળે મારી બડાઇ હાંકતી નથી. હું કોણ હતી અને અત્યારે કોણ છું તે તું સારી પેઠે જાણે છે. તોપણ હું તને એટલું તો કહું છું કે હું તને પ્રેમ આપીશ, સુખ આપીશ અને કદાચ તે સાથે તારો વંશવેલો વધારનારાં બાળકો પણ આપીશ; તે ઉપરાંત હું તને રાજ્ય આપીશ અને સત્તા અર્પીશ; તેથી વધારે તને આ ડાકણ શું આપી શકવાની છે તેનું અનુમાન તું પોતે જ કરી લે. ભૂતકાળની વાતો, આતશી પડદા ઉપરનાં ચિત્રો, ડહાપણભર્યા શબ્દો અને મીઠાં-મધુરાં વચનો અને એકવાર ફરીથી તારૂં મરણ થાય ત્યારપછી તને પેલી સંતુષ્ટ થએલી પ્રકૃતિદેવી સ્વર્ગનું સુખ આપશે એવી એવી વાતો તું તેની તરફથી સાંભળી ચૂકયો છે. હવે હું કાંઇ વધારે કહેવા ઇચ્છતી નથી, છતાં એક વાત કહીશ. જો આશાની વાત સાચી હોય તો તું યાદ રાખજે કે એક વાર હું રાજકુમારી હતી છતાં તારી સાથે જંગલી નદીની મુસાફરી કરીને તારા પ્રેમની ખાતર તારી સાથે કામરૂદેશમાં નાસી આવી હતી; તારો બચાવ કરવાને એક વાર મેં તને મારા શરીર હેઠળ સંતાડીને આ ડાકણનાં કરતૂતોમાંથી તારા પરના પ્રેમને ખાતર તારૂં રક્ષણ કર્યું હતું; અને તારા પ્રેમને જ ખાતર થોડા વખત પહેલાં

મેં તને પેલી બરફની નદીમાંથી બહાર કહાડયો હતો, તો હવે તું તારી મેળે જ તારી પસંદગી કરી લે !"

આ બધી વાત માયા ચુપકીથી સાંભળી રહી. તેણે કશો જવાબ દીધો નહિ કે કશો મનોભાવ દેખાવા દીધો નહિ. તેને જે કાંઈ કહેવાનું હતું તે તે કહી ચૂકી હતી. મેં લલિતના ફિક્કા બની ગએલા ચહેરા તરફ જોયું. વિંજ્જુલરેહાની વિજળી જેવી ચમકદાર આંખોના વિકારથી કદાચ તે મુગ્ધ થઈ ગયો હશે એમ મને દેખાયું અને તે સહેજ તેની તરફ ઢળીને ઉભો. તત્ક્ષણ તે સ્વસ્થ થઇને ઉભો રહ્યો, માથું હલાવ્યું અને નિસાસો નાંખ્યો. તેના કપાળ પર ચમકાર ઉભરાયો અને તેની આંખોમાં સંતોષ છવાયો. તે ધીરે સ્વરે બોલ્યોઃ "મારે ભૂતકાળમાં બનેલા બનાવોનું અને ભેદી ભવિષ્ય કાળનું કશું કામ નથી, કારણકે તેથી હું બેખબર છું. મારે તો મારી વર્તમાન જીંદગીનું જ કામ છે. માયા મારે માટે બે હજાર વર્ષસુધી રાહ જોઇ રહી હતી; ત્યારે વિંજ્જુલરેહા મને ચાહતી હોવા છતાં સત્તા અને રાજ્યને ખાતર એક બીજા પુરૂષ સાથે પરણી અને પછી તેને ગાંડો બનાવ્યો; જો કદાચ તે મારાથી કંટાળે તો મને પણ ઝેર પાઇને તેવો જ ગાંડો બનાવે એ બનવાજોગ છે. અન્નપૂર્ણા અથવા નેપાળી રાજકુમારી જેવી કોઈ સ્ત્રી ભૂતકાળમાં થઇ હોય તોપણ મેં તેની પાસે શા સોગંદ લીધા છે તે હું જાણતો નથી; પરંતુ માયા પાસે મેં જે સોગંદ લીધા હતા તે તો મને સારી પેઠે સાંભરે છે. જો હું હવે તેનાથી દૂર રહેવા માંગું, તો મારી જીંદગી જુઠાણાથી ભરપૂર લેખાય અને મારા યકીન તરફ હું દગો રમેલો કહેવાઉં. જો માયાને હું ન સત્કારૂં, તો એમજ કહેવાય કે પ્રેમ કાળના ઘસારાથી નાબુદ થાય છે અને મૃત્યુસુધી તે જ્વલંત ન રહી શકે તેવો તકલાદી હોય

છે. માયા કેવી હતી એટલું જ માત્ર યાદ કરીને અત્યારે તે જેવી છે તેવી જ હું તેને સ્વીકારી લઉં છું અને ભવિષ્યમાં પ્રભુ મદદગાર થશે એવી મને આશા તથા શ્રદ્ધા છે. છેવટે પ્રેમ તો અમર જ છે અને જો તે અમર જ હોવો જોઇએ, તો પછી મૃત્યુ આવતાં સુધી કેવળ જુના સંભારણાને આધારે જ પ્રેમને શામાટે જીવતો રાખવો જોઇએ ?"

પછી, જ્યાં માયાનું કદરૂપું શરીર ઊભું હતું ત્યાં આગળ લલિત ડગલાં ભરતો ગયો અને એ શરીર આગળ ઘુંટણે પડીને ઊભા થતાં તેણે તેના કપાળ ઉપર ઊર્મિભર્યું ચુંબન લીધું. ખરેખર ! એ બેડોળ મુખડા ઉપર ચુંબન લેવાનું કાર્ય મનુષ્ય જાતિના ઇતિહાસમાં લલિતને માટે વીરતાભર્યું હતું.

નિરાશાસૂચક શિથિલ સ્વરે વિજળુલરેહા બોલી: "લલિત ! તેં તારી પસંદગી કરી લીધી છે અને હું તને કહું છું કે જે રીતે તેં તારી પસંદગી કરી છે તે રીતથી મને બહુ શોક થયો છે. ખેર, હવે તું તારી સ્ત્રીને લઇ લે અને મને જવા દે."

પણ માયા હજી એક શબ્દ પણ બોલી નહિ કે તેણે કશો ઇશારો પણ કર્યો નહિ. તુરત જ તે ઘુંટણે પડી અને ઉચ્ચ સ્વરે પ્રાર્થના કરવા લાગી: "હે સર્વશક્તિમાન પ્રભુના પ્રતિનિધિરૂપ શક્તિ ! હે મૃત્યુના હાથ માંહેની તલ્વાર અને કુદરતને નામે ઓળખાતી પ્રકૃતિદેવી ! તું બધા દેશોની અને યુગોની દેવી છે. તું પુરૂષને સ્ત્રી તરફ દોરે છે અને બાળકને માતાની છાતીએ વળગાડે છે. તું પંચભૂતમાંથી દેહ ઘડે છે અને દેહને પાછો પંચભૂતમાં મિલાવી દે છે.

તું મૃત દેહમાં પ્રાણ ફૂંકે છે અને પ્રાણીને મુડદું બનાવી શકે છે. તારાથી આ પૃથ્વી પોતા ઉપરનો બધો ભાર ઉંચકી શકે છે. તારૂં સ્મિત વસંતરૂપે ખીલે છે અને તારૂં હાસ્ય સમુદ્રનાં મોજાંરૂપે દર્શન દે છે. તારો બપોરનો આરામ તે આ દુનિયાનો ઊનાળો છે અને તારી નિદ્રા તે તેનો શિયાળો છે.' એવી હે પ્રકૃતિદેવી ! તેં પસંદ કરેલી તારી પ્રતિનિધિરૂપી આ તારી જ બાલિકા તારી સમક્ષ પ્રાર્થના કરે છે. હજારો વર્ષો પૂર્વે તેં મને તારૂં પોતાનું બળ અને અમરત્વ આપ્યું હતું, તે ઉપરાંત આ પૃથ્વીમાં ન હોય તેવી સુંદરતા તેં મને આપી હતી. પરંતુ મેં તારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું અર્થાત્ ભારે પાપ કર્યું, જે પાપને પરિણામે મેં અનેક સૈકા જંગલી વાતાવરણમાં અને એકાંતમાં ગાળ્યા, તથા હું મારા પ્રિયતમની આંખો સમક્ષ તિરસ્કારણીય સ્વરૂપને પામી. મારા મસ્તક ઉપર અપૂર્વ સત્તાનો મુકુટ ચમકી રહેલો છે, છતાં એ મુકુટની હાંસી કરાવનારો દેહ મને પ્રાપ્ત થયો છે. પરન્તુ તારી જે વાણીથી મને જ્ઞાન મળ્યું હતું અને પાછળથી દુઃખ મળ્યું હતું, તે જ વાણીથી તેં મને વચન આપ્યું હતું કે હું મરણ પામ્યા છતાં એક વાર ફરીથી જીવતી થઇશ અને મારી અમર સુંદરતા મને મારા કુરૂપ દેહમાંથી જ પુનઃ પ્રાપ્ત થશે. તો હે દયાળુ માતા ! હું તને પ્રાર્થના કરૂં છું કે બીજું કાંઈ નહિ તો મારા પ્રિયતમના સાચા પ્રેમને ખાતર મારો અપરાધ માફ કર; અથવા, જો તેમ ન બની શકે તો મને તારા મોટામાં મોટા આશીર્વાદરૂપી મૃત્યુ આપ !"

---

# પ્રકરણ ૮ મું.

---

## કારમો ફેરફાર !

માયાની પ્રાર્થના પૂરી થઈ અને કેટલીક વાર સુધી એકસરખી ચુપકી પથરાઇ રહી. હું અને લલિત આશ્ચર્ય પામતા એક બીજાની સામે જોતા ઊભા રહ્યા. મૂગી તથા મહાન પ્રકૃતિ દેવીને કરવામાં આવેલી આ કરૂણાજનક પ્રાર્થનાનો જવાબ મળે એવી આશા અમને લ્હેતી નહોતી. જો એવી આશા પાર પડે તો ખરેખર એ એક અદ્-ભુત ચમત્કાર જ લેખાય. પણ શું એવો ચમત્કાર બનવાજોગ નથી? માયાની જીંદગી બે હજાર વર્ષ જેટલી લંબાઇ તે પણ એક ચમત્કાર જ હતો. કામરૂદેશની ગુફામાંથી માયા આ કાબુલના પ્રદેશમાં આવી પહોંચી એ પણ ક્યાં નાનો સૂનો ચમત્કાર હતો? પેલા ભયાનક અને બેડોળ શરીર સાથે માયા અહીં પુનઃ જોવામાં આવે તે પણ ચમત્કાર તો ખરોજ. પણ આ શરીર શું અમર અગ્નિની ગુફામાં મરણ પામેલું માયાનું જ શરીર હતું? ૧૧૮ વર્ષની વયે મરણ પામેલી કહેવાતી આશાનું શરીર શું તે નહિ હોય? એક અત્યંત ઘરડી—સૈકાઓની ઘરડી સ્ત્રીનો અને બીજી ઘરડી સ્ત્રીનો દેખાવ લગભગ એક સરખો જ લાગે અને અઢાર વર્ષસુધી એકના આત્માએ બીજીના દેહમાં પ્રવેશીને જીવન ગાળ્યું હોય તો તેઓના બેઉના દેહોની વચ્ચે જે કાંઈ થોડો ફેરફાર હોય તે દૂર થઈ જાય અને એકસરખાપણું દેખાય એ પણ બનવાજોગ હતું. વળી આતશી પડદા ઉપર જે ચિત્રો અને દેખાવો અમે જોયા તે પણ મહાન ચમત્કાર હતો; પણ ના! કદાચ તે માયાના જ વિચારોની આકૃતિઓનો દેખાવ હોય અને નજરબંધીનો જાદુ

સેંકડો માણસોને એકસરખો દેખાવ બતાવી શકતો હોય. ત્યારે શું આમાંનો એકકે સાચો ચમત્કાર નહોતો અને સાચો ચમત્કાર તો હવે જ અમારી દૃષ્ટિએ પડવાનો હતો ?

આવા વિચારો અમારા મગજમાં ઉત્પન્ન થવા લાગ્યા.

અગ્નિસરોવરમાંથી અત્યારસુધી જે આતશી પડદો દેખા દઇ રહ્યો હતો તે હવે ધીમે ધીમે ઓછો થવા લાગ્યો અને છેવટે અગ્નિ-સરોવરમાં જ પાછો સમાઇ ગયો. પહેલાંના પ્રમાણમાં હવે ચોપાસ અંધકાર ફેલાતો દેખાયો. એટલામાં આયા ધીમે ધીમે કીનારી તરફ આગળ વધતી દેખાઇ અને જ્યાં આગળથી રાજનના મુડદાને અગ્નિ-સરોવરમાં ફેંકી દેવામાં આવ્યું હતું તે સ્થળે જઇ પહોંચી. લલિત સમજ્યો કે તે અગ્નિસરોવરમાં કૂદી પડવા ઇચ્છતી હોવી જોઇએ અને મેં પણ તેમજ માન્યું. લલિત તેને તેમ કરતી અટકાવવાને આગળ વધી ગયો હોત, પરન્તુ ઓજસ અને અપાપા કે જે કોઇ ગુપ્ત આજ્ઞાને સમજી ગયાં હોવાં જોઇએ તેમણે એકદમ લલિતના બેઉ હાથ પકડી લઇને તેને આગળ વધતો અટકાવ્યો. પછી તો તુરત જ વધારે ગાઢ અંધકાર પ્રસરી ગયો, પરન્તુ એ અંધકારમાં આયા કાંઈ પવિત્ર મંત્રોનું ગાન કરી રહી હોય એવું અમારા સાંભ-ળવામાં આવ્યું. એ અંધકારમાં અગ્નિની એક મોટી જ્વાળા નૃત્ય કરવા લાગી. એવી તો અનેક જ્વાળાઓ પવનના સપાટાની વચ્ચે નાચતી અને ઘૂમતી અમે જોઈ ચૂકયા હતા. પણ લલિત બોલ્યો: "કાકા ! આ જ્વાળા તો પવનની દિશાની સામે થઇને ઘૂમે છે—પવનની દિશાએ ઘૂમતી અને ઢળતી સાધારણ જ્વાળા નથી."

મેં કહ્યું: " કદાચ પવનની દિશા બદલાઇ હશે. " પણ હું

જાણતો હતો કે પવન દક્ષિણમાંથી ઉત્તરમાં પહેલાં કરતાં વધારે જોરદાર ગતિથી વાઇ રહ્યો હતો.

એ નાચતી જ્વાળા નજીક ને નજીક આવવા લાગી. બે મોટી પાંખોના આકારની એ જ્વાળા હતી. એ જ્વાળાઓની વચ્ચે કાંઈ કાળી આકૃતિનો આભાસ થતો હતો. છેક કિનારી સુધી એ આકૃતિ આવી. પાંખો બીડાઇ જતી હોય તેવો દેખાવ માલૂમ પડયો અને પેલી આકૃતિ જ માત્ર ઊભી રહી. પછી પ્રકાશ અદૃશ્ય થઇ ગયો.

થોડી ક્ષણો પસાર થઈ ગઇ અને અપાપા ધીમે ધીમે મારી પાસે થઇને ચાલી ગઈ, અને બીજી થોડી ક્ષણો પછી તે ભયભીત થઇ હોય એવી રીતે શ્વાસોચ્છ્વાસ ભરતી પાછી આવી.

અહા ! મેં વિચાર્યું કે આયા અગ્નિસરોવરમાં જ કૂદી પડી હોવી જોઇએ અને આ કરૂણારસિક નાટકના આ અંકનો એ રીતે છેડો આવ્યો હોવો જોઇએ. પણ એટલામાં ધુમાડાથી ભરાઈ ગએલા એ અગ્નિસરોવરમાંથી દિવ્ય સ્વર સંભળાવા લાગ્યો. તે ગાયન હતું કે હવાને ધ્રુજાવી મૂકતી ગર્જના હતી કે સેંકડો વાજીંત્રોની મિશ્ર રાગિણી હતી તેનું વર્ણન હું કરી શકતો નથી. પરન્તુ હું માનું છું કે આયાના નવા અવતારની ખુશાલીમાં દેવતાઓએ કરેલો એ ગીતોત્સવ કે પૂજોત્સવ હશે. ધીમે ધીમે એ ગીતધ્વનિ મંદ થયો અને પછી બંધ થયો.

તત્ક્ષણ પૂર્વ દિશામાંથી એક તેજદાર કિરણ પ્રકટયું. ઓજસ બોલ્યોઃ “ અહા ! પ્રભાત થયું ! ” તે તેજકિરણ તલ્વારના આકારની જ્વાળાની પેઠે અમારા માથાપર થઈ તુરતજ આકાશમાં ગાયબ થઇ ગયું. પાછું એકાએક તેજ કિરણ અગ્નિસરોવરની આસપાસની કિનારી

પર પડયું. અહા ! તે કિનારીપર એક જ વસ્ત્રમાં સજ્જ થયેલી એક દિવ્ય આકૃતિ ઊભી હતી ! તેની આંખો બંધ હતી, એટલે તે નિદ્રામાં પડી હોય તેવી દેખાતી હતી. સૂર્યનો પ્રકાશ તેના વદનની ઉપર રમવા લાગ્યો. આશ્ચર્યચકિત થતા બાળકની પેઠે તેની આંખો ઉઘડી. તેના કાળા લાંબા વાળ વાયુની સાથે રમવા લાગ્યા. શું આ માત્ર એક આભાસ જ હશે ? કે પછી કામરૂદેશની અમર અગ્નિવાળી ગુફામાં માયા જે સ્વરૂપમાં દાખલ થઇ હતી તે સ્વરૂપમાં જ તે અહીં આવી હશે ? અમારા પગ પાણી પાણી થવા લાગ્યા. અમારા હાથ એક બીજાની ગરદનમાં ભેરવીને અમે નીચે બેસી ગયા. એટલામાં વાયુલહરીથી મંદ અને મધુ કરતાં પણ વધારે મધુર સ્વરે બોલાયલા શબ્દો અમે સાંભળ્યા: “ અહીં આવ, કંબલકુમાર ! જે શ્રદ્ધા અને પ્રેમથી તેં મને હમણાં જ ચુંબન લીધું હતું તેવું જ મધુરૂં ચુંબન હું તને અર્પણ કરૂં ! ”

લલિત લથડતો લથડતો ઊભો થયો અને અડવડીયાં ખાતો માયાની પાસે પહોંચ્યો. એકાએક લાગણીઓથી ભરાઇ ગએલે અંતઃકરણે તે માયાની નજીક ઘુંટણે પડયો.

માયા બોલી: “ ઊભો થા ! મારે જ તારે પગે પડવું જોઇએ, મારા પ્રિયતમ ! ” એમ કહેતાં તેણે લલિતને ઊભો કરવા પોતાનો હાથ લંબાવ્યો. પરંતુ લલિત ઊભો થઈ શક્યો નહિ—થયો નહિ. માયા ધીરે ધીરે નીચી વળી, પોતાના ઓઠથી તેણે તેના કપાળ ઉપર સ્પર્શ કર્યો. પછી તેણે મને પાસે બોલાવ્યો. હું ગયો અને તેને પગે પડવા જતો હતો એટલામાં તે બોલી: “ નહિ, તું મારા પગે પડવા લાયક નથી. મને ચાહનારાઓ અને પૂજનારાઓ મારી આગળ ઢગલાબંધ આવી ગયા અને આવે છે પણ તારા જેવો મિત્ર મને

ક્યાં મળશે ? હરપાળ ! હું તારી મિત્રતાની કદર કરૂં છું." એમ કરતાં તેણે મારા કપાળ ઉપર પણ સહેજ ઓઠ લગાડયા. અહા ! તેના કેશમાંના ગુલાબના ફુલના શણગારમાંથી જેવી ખુશબો આવતી હતી, તેવી જ ખુશબો તેના શ્વાસોચ્છ્વાસમાંથી આવી રહી હતી ! તેનો સુંદર દેહ શ્વેત-સ્વચ્છ મોતીના દાણાની પેઠે ચમકી રહેલો હતો. તેના મસ્તક ઉપર શ્વેત સુંદર જ્યોત ઝગમગી રહી હતી. પોતાના શરીરની આસપાસ તેણે પોતાના જે હાથથી અત્યંત બારીક બુરખો પકડી રાખ્યો હતો તે હાથનું હાથીદાંત કે આરસમાં અનુકરણ કરવાને કોઈ પણ શિલ્પી સફળ થાય નહિ એમ મને લાગ્યું. બુરખાની હેઠળ તગતગતી તેની આંખો આકાશમાંના ગ્રહો કરતાં પણ વધુ તેજસ્વી દેખાતી હતી. જ્યારે તેણે મારા કપાળપર ઓઠ લગાડયા, ત્યારે મને માનુષીય વિકારરહિત કેવળ નિર્મળ દિવ્ય પ્રેમ જ તેની પ્રત્યે પ્રકટયો હતો. હું કબૂલ કરૂં છું કે એક વાર મારો તેવો નિર્મળ પ્રેમ તેની પ્રત્યે નહોતો, પરન્તુ હવે તો મને માયાએ પોતાનો રક્ષક, માર્ગદર્શક અને મિત્ર તરીકે ઓળખાવ્યો છે અને કહ્યું કે તે મારી અને લલિતની સાથે માનુષીય વિકારરહિત ભૂમિમાં નિવાસ કરશે, એટલે તેની પ્રત્યે મારો નિર્મળ પ્રેમ પ્રકટયા વિના કેમ રહે? એથી વધુ મારે બીજું શું જોઇએ ?

લલિતનો હાથ પકડીને માયા એ ખડકની અંદર કોતરેલા ઓરડામાં દાખલ થઇ. તે ઠંડી લાગવાથી સહેજ ધ્રુજી ગઇ હતી. હવે મને ખાત્રી થઇ કે તે દિવ્ય સ્ત્રી દેખાતી હોવા છતાં વાયુરૂપી દેહવાળી અપાર્થિવ સ્ત્રી નહોતી પણ માનુષીય હતી. ઓજસ અને અપાપાએ તેને દંડવત પડી નમન કર્યું. તે બોલી: "અપાપા ! મને ટાઢ વાય છે." કે તુરત અપાપાએ તેનો ઝભ્ભો તેના શરીરપર ઓઢાડયો.

**માયા** બોલી: "ઓ મારા પ્રિયતમ ! અત્યારે જે શીતળ વાયુથી ધ્રુજે છે તે આ મારો લાંબા વખતથી ત્યજાએલો અને તારા પ્રેમથી પુનઃ પ્રાપ્ત થએલો દેહ ધ્રુજતો નથી, પરન્તુ ભાગ્યરેખાના તીવ્ર ઉચ્છ્વાસથી ત્રાસેલી મારા આત્માની તંત્રીઓ ધ્રુજી રહી છે. વ્હાલા લલિત ! ખફા થએલી દિવ્ય શકિતને સહેલાઇથી શાન્ત કરી શકાતી નથી. જોકે પ્રકૃતિદેવીએ મને હવે માફી આપી છે અને ફરીથી તે મને પહેલાંના જેવા કુરૂપ દેહવાળી નહિ બનાવે, તોપણ આ પૃથ્વી ઉપર આપણે કેટલો વખત ભેગાં રહીશું તે હું જાણતી નથી. કદાચ એકાદ કલાક જેટલો ટૂંકો સમય પણ આપવામાં આવ્યો હોય. એ ગમે તેમ હોય, પણ જે થોડો વખત આપણે સાથે રહીશું તેટલો વખત આપણે ખૂબ ખૂબ આનંદના અમૃત પ્યાલા પીશું, કે જેવી રીતે શોક, દુઃખ અને વિરહના પ્યાલા આજસુધી પીધા છે. આ સ્થાનને હું તિરસ્કારૂં છું, કારણકે અહીં મેં બહુ દુઃખ ભોગવ્યું છે. મારી ઇચ્છા તો એવી છે કે ફરીથી આ સ્થાન મારે જોવું જ ન પડે તો સારૂં."

એકાએક તે પાસે ઊભેલા **શામન** તરફ નજર કરીને બોલી: "બોલ, બોલ, જાદુગર ! તારા મગજમાંથી અત્યારે શા વિચારો પસાર થઇ રહ્યા છે ?"

**શામને** જવાબ આપ્યો: "ઓ દિવ્ય દેહવાળી દેવી ! બનવાના બનાવોના ઝાંખા ઓળા માત્ર હું જોઉં છું. ભવિષ્યના બનાવો જાણવાની જે શક્તિ તારામાં નથી તે શક્તિ મારામાં કાંઇક છે; અને હું જોઉં છું કે એક મરણ પામેલો પુરૂષ અહીં પડેલો છે—"

**માયા** એકદમ ક્રોધથી ઉશ્કેરાયલી હાલતમાં બોલી: "ચૂપ ચૂપ ! જો હવે તું એક પણ શબ્દ વધુ બોલશે તો તારૂં મુડદું અહીં

પડશે ! મૂર્ખ માણસ ! તું મને અત્યારે સંભારી આપે છે કે મારા જુના શત્રુઓને હાર કરવાની મારામાં શક્તિ છે. નહિતો કદાચ એ શક્તિ સૌથી પહેલાં મારે તારી ઉપર જ અજમાવવી પડશે." અત્યાર-સુધી શાન્ત દેખાતી માયાની આંખો બળતા અંગારાની પેઠે ચમકવા લાગી. શામન માયાનો રોષ જોઇ ગભરાયો અને પાછે પગલે હઠતો ઠેઠ દિવાલ સુધી પહોંચીને થંભ્યો.

ત્યાં ઊભો રહીને શામન બોલ્યો: "હે મહાન દેવી ! હમેશની પેઠે હું આજે તારી સમક્ષ મસ્તક નમાવું છું. મારે કાંઇ વધારે કહેવાનું નહોતું. જે મરણ પામેલા પુરૂષના મુડદાની હું વાત કરતો હતો તે મુડદાનો ચહેરો મને દેખાતો નથી. હું માત્ર એટલુંજ જોઉંછું કે કાલુનના કોઇ મુકુટધારી મહારાજાનું મુડદું અહીં થોડા વખતમાં પડશે અને જેવી રીતે હમણાં રાજનના મુડદાનો અગ્નિદાહ કરવામાં આવ્યો છે, તેવી રીતે મુડદાનો પણ અગ્નિદાહ કરવાનો વખત આવશે."

માયા બોલી: "બેશક, કાલુનના ઘણાએ મહારાજાઓનાં મુડદાં અહીં આવશે. શામન ! તું બ્હીશ નહિ. મારો ગુસ્સો હવે શમી ગયો ગયો છે; તોપણ મારા દુશ્મન ! તું જરા ડાહ્યો થતાં શીખ અને મહાન આત્માઓની સમક્ષ અમંગળ વાતો વિષેનું ભવિષ્ય ભાખતાં અટકી જા. ચાલો, હવે આપણે અહીંથી જઇએ."

લલિતના ખભા ઉપર હાથ મૂકીને માયા એ ઓરડામાંથી બહાર નીકળી અને સીઢી ચડી પાછી પેલા થંભની ટોચ ઉપર આવી. સૂર્ય અત્યારે સારી પેઠે ઉંચો ચડી ગયો હતો અને પર્વતના ઢોળાવોને તથા આસપાસના પ્રદેશને સોનેરી રજથી ન્હવડાવી રહ્યો હતો. આ ભવ્ય દશ્ય જોતી માયા થોડી વાર થોભી અને પછી લલિતને સંબો-

ધીને બોલી: "અહા! જગત કેવું સુંદર ખીલી રહ્યું છે! લલિત! આ આખું જગત તને આપી દઉં છું."

વિજ્જુલરેહાથી હવે મૂગા રહેવાયું નહિ, એટલે તે બોલી: "આશા! તું હજી આશા છે કે અગ્નિસરોવરમાંથી બહાર આવેલી કોઇ રાક્ષસી છે તે હું જાણતી નથી; પરન્તુ શું તું મારા તાબાના મુલકને આ માણસને તારા પ્રેમની ભેટ તરીકે અર્પણ કરી દે છે? જો તેમ હોય તો હું તને કહું છું કે એક વાર તારે મને જીતવી પડશે અને ત્યારપછીજ તું તેમ કરી શકશે."

માયા બોલી: "તું કેવળ તોછડાઇથી અસભ્ય શબ્દો ઉચ્ચારે છે; છતાં હું તને તારા એ બેઉ અપરાધો માફ કરૂં છું, કારણકે મારા વિજયના સમયમાં હરીફની હાંસી કરવાનું મને પણ પસંદ નથી. જ્યારે તું મારા કરતાં વધારે સુંદર હતી, ત્યારે તેં પોતે આ બધો મુલક તેને અર્પણ કરવા માંગ્યો હતો; પણ કહે, હવે વધારે કોણ સુંદર છે? તમે બધા અમારી તરફ જુઓ અને હવે ન્યાય કરો!" એમ કહી માયા વિજ્જુલરેહાની બાજુએ ઉભી રહી અને મંદ મંદ હસવા લાગી.

વિજ્જુલરેહા એક સુંદર સ્ત્રી હતી, પરન્તુ માયાની દિવ્ય સુંદરતા પાસે તેની સુંદરતા તુચ્છ લાગતી હતી. ખરેખર, માયાની સુંદરતા દૈવતાઇ હતી અને અમે તેને કામરૂ દેશની ગુફામાં જોઇ હતી તે કરતાં પણ તેની આ નવા અવતારની સુંદરતા ચઢીયાતી હતી: આબેહૂબ અપ્સરાનીજ સુંદરતા હતી. માયાના કપાળની ઉપરના મસ્તક પ્રદેશમાં એક નાની જ્યોત બળી રહી હતી. મીન જેવી તેની આંખોમાં કોઈ વાર આકાશી ગ્રહોનું તેજ ચમકતું હતું અને કોઇ વાર આકાશની ગંભીરતા તરતી હતી. તેના સુડોળ હોઠ પ્રવાલ સરખા લાલ તો હતા,

પરન્તુ પ્રવાલની કઠોરતા તેમાં નહોતી એટલે તેમને ગુલાબની પાંખડીઓની ઉપમાજ વધારે બંધ બેસતી લાગતી હતી. તેની કેશાવલિ રેશમ જેવી સુંવાળી અને નરમ હતી તથા પગની પાની સુધી લંબાયલી હતી. તેના વદનમંડળમાં દૈવતાઈ પ્રતાપ અને માનુષીય સુકોમળતા બેઉ હતાં. ઓજસે કહ્યું હતું તેવો આત્માનો પ્રકાશ હવે ખરેખરો માયામાં દેખાઈ આવતો હતો, તે મને એકલાનેજ નહિ પણ તેની હરીફ વિજળુલરેખાને પણ દેખાતો હતો. તે બોલી: "હું તો એક મૃત્યુલોકની માનવ સ્ત્રી છું; તું તો જે હોય તે તું જાણતી ભલી. જ્વાળામુખીના આગના ભડકા આગળ નાનીશી બત્તી અને આકાશના તારા સમક્ષ આગીયાનું તેજ એ કાંઈ વિસાતમાં ન હોય તો તેમાં શી નવાઇ છે? સેતાનને ભેટો અને ભોગો આપીને ઉછીની લીધેલી ખૂબસુરતીની સાથે મનુષ્ય પ્રાણીની ખૂબસુરતીની તુલના કરાયજ નહિ. છતાં એક સ્ત્રી તરીકે હું તારા જેટલીજ ખૂબસુરત છું અને જ્યારે તારી આ ઉછીની લીધેલી ખૂબસુરતી ઉતરી જશે તથા તારા દેખાવમાં તથા બેડોળપણામાં તું ખુલ્લી પ્રકટ થશે, ત્યારે ન્યાયાધીશ મને તારા કરતાં વધારે ખૂબસુરત ઠરાવશે. તે વખતે તું પાછી આજ અગ્નિસરોવરની કિનારી પર તારા ખોવાએલા પ્રિયતમના વિરહથી બળતી અને વિલાપ કરતી ઊભી રહેશે. હું જાણું છું કે તું કોઇ ચૂડેલ, ડાકણ કે રાક્ષસી છે અને અપ્સરાનું રૂપ ધરીને આવી છે, અને તમારો સંબંધ લાંબો વખત ટકવાનો નથી. માણસજાત અને ભૂતપ્રેતનો સંબંધ કદાપિ ટકે ખરો?" એટલું બોલતી વિજળુલરેખા ક્રોધ અને ઇર્ષ્યાથી બળતી ચૂપ બની ઊભી રહી.

વિજળુલરેખાના આ શબ્દોની અસર માયા પર શી થાય છે તે હું નિરખવા લાગ્યો. ક્ષણભર તેની આંખોમાં ચિંતા અને ભય દેખાયાં,

પણ તુરતજ તે ઉડી ગયાં અને તેણે પોતાના મધુર સ્વરે પૂછ્યું: "વિજળુલરેહા! એક નાનું ઝરણું ખડકને ઉથલાવી નાંખવાનો નિષ્ફળ પ્રયત્ન કરે તેમ તું તારા બબડાટ અને ફફડાટરૂપી ફીણના પરપોટાથી મારા અતુલ સામર્થ્યના ખડકને ઉથલાવવા યત્ન કરવા માંગે છે? હવે ચૂપ રહે અને જરા સાંભળી લે. તારૂં નાનું રાજ્ય અને મુલક મારે જોઇતાં નથી. જો હું ઇચ્છું તો આખી દુનિયાનું રાજ્ય હું ભોગવી શકવા સમર્થ છું. તોપણ તું જાણી લે કે મારી ઇચ્છાથીજ તું તારા મુલક ઉપર રાજ્ય કરી શકે છે. વળી, હું થોડા વખતમાં તારા નગરમાં તારી મુલાકાત લેવા ઇચ્છું છું. મારે એ મુલાકાત સુલેહમાં કરવી કે લડાઇમાં કરવી તે તું તારી મેળે પસંદ કરી રાખજે. તેટલા માટે, વિજળુલરેહા! મારૂં તને એવું કહેવું છે કે તારા રાજદરબારમાંથી બદીયોને હાંકી કાઢ અને તારા કાયદામાં સુધારા કર. જ્યારે હું તારા મુલકમાં આવું ત્યારે ત્યાં અત્યારના જેવો અસંતોષ નહિ પણ સંતોષ પ્રસરેલો હોવો જોઇએ. તેમ હશે તોજ હું તને તારી રાજગાદી ઉપર કાયમ કરીશ. તને મારી બીજી સલાહ એ છે કે તું કોઇ લાયક પુરૂષને તારા પતિ તરીકે પસંદ કરી લે. જે ન્યાયી, પ્રમાણિક, શાણો અને તારે માટે સારી સલાહ આપનારો હોય તેને તું તારી મેળેજ ગ્રહણ કરી લે. બસ, મારા મહેમાનો! ચાલો હવે આપણે અહીંથી જઇએ." એમ કહીને તે વિજળુલરેહાની પાસે થઇને આગળ ચાલી અને ખડકની એક ગોળ કિનારી ઉપર નિર્ભયતાથી પગ મૂકયો.

અને એજ ક્ષણે ક્રોધ તથા નિરાશાથી ઘેલી બનેલી વિજળુલરેહાએ પોતાના કપડામાં છુપાવી રાખેલી કટારી બહાર ખેંચી કાઢી અને માયાની પીઠપર જોરથી મારી! મને લાગ્યું કે એ આખી કટારી

મૂઠ સુધી માયાના શરીરમાં પેસી ગઇ, પરન્તુ પાછળથી મને સમજાયું કે તેમ નહિ થયું હોય, કારણકે તે કટારી નીચે પછડાતાં તેનો ધણધણાટ સંભળાયો અને માયાને કશી ઇજા થઇ નહિ.

પોતાના જીવલેણ હુમલામાં નિષ્ફળ જવાથી વિજ્જુલરેહા વધારે ઝનૂની બની અને જીવપર આવી. તેણે માયાને અગ્નિસરોવરમાં પાડી દેવા માટે જોરથી ધક્કો માર્યો, પરન્તુ તે ધક્કો માયાને ન લાગતાં તેના હાથનું જોર ખાલી હવાના બાચકાની પેઠે વ્યર્થ ગયું, હવામાંજ તેના બેઉ હાથ જોરથી લંબાયા અને તેથી તે પોતેજ ઉછળી ગઇ ! જો માયાએ સમયસૂચકતા વાપરીને તેનો હાથ ન પકડી લીધો હોત અને તેને અગ્નિસરોવરમાં લપસી પડતી ન બચાવી હોત, તો જરૂર વિજ્જુલરેહાજ પોતાના પતિ રાજનની પાછળ બે-પાંચ ક્ષણમાં પરાણે સતી થઇ ગઇ હોત !

દયાદર્શક સ્વરે માયા બોલીઃ "બેવકૂફ ઓરત ! શું તું એટલી બધી અકળાઇ ગઈ છે કે કુદરતે તને આપેલા આ સુંદર દેહને આમ તારાજ કરવા બેઠી છે ? ખરેખર, આ ઘેલછાજ છે. તું જાણતી નથી કે આવા આત્મઘાતના અપરાધથી તને પૃથ્વી પર પાછો કેવો ખરાબ અવતાર પ્રાપ્ત થશે. જેઓ આપઘાત કરે છે તેઓને રાજા-રાણીનો અવતાર મળતો નથી, પરન્તુ લૂલા-લંગડા કે આંધળા ભીખારીનો અવતાર મળે છે, અથવાતો ઉંદર, બિલાડી કે સાપનો બૂરો અવતાર મળે છે." જમીન ઉપર પડેલી કટારી ઉંચકી લઇને તેને ફૂંકી દેતી માયા બોલી: "જો, આ કટારીને ઝેર પાયું છે, અને જો તેની અણી તારા શરીરમાં ઘોંચી દેવામાં આવે તો શું થાય ?" એમ કહીને માયાએ મંદ સ્મિત કરીને માથું હલાવ્યું.

આ હાંસી અને આ અપમાન વિજ્જુલરેહાથી સહન થયું

નહિ. તે ઝેરીલી નાગણ બની અને બોલી: " તું માનવી જાતની સ્ત્રી નથી, એટલે હું તારી ઉપર કેવી રીતે ફાવી શકું ? તને સજા કરવાનું હું હવે કુદરતનેજ સોંપું છું." એમ બોલતી વિજ્જુલરેહા ચારે દિશાથી નિરાશ—હતાશ બની ગઇ હોય તેવી રીતે નીચે ફસડાઇ પડી અને ખૂબ રડી.

લલિત તેની લગોલગ ઉભો હતો. એક મહારાણીને રડતી જોવાનું દુ:ખ તે સહન કરી શક્યો નહિ. તેની પાસે જઇને વાંકા વળી લલિતે તેનો હાથ પકડયો અને કાંઇ માયાળુ શબ્દો બોલતાં તેને ઉભી કરી. ક્ષણભર તે લલિતનો ટેકો લઇને ઉભી, પછી તેણે તેનો હાથ તરછોડી નાંખ્યો અને પોતાના દાદા શામનનો ટેકો લઇ તે ચાલવા લાગી.

માયા બોલી: " મારા પ્રિયતમ ! હું જાણું છું કે તું હમેશાં સભ્યતાવાળો અને નરમ હૃદયનો વિનયશીલ મર્દ છે, પરન્તુ તેની પાસે તેનો ચાકરજ હોય તે વધારે સારી વાત છે, કારણકે કદાચ તેણે બીજી પણ ઝેરી કટારીઓ છુપાવી રાખી હોય. ચાલો, હવે ખૂબ દિવસ ચડી ગયો અને આપણને સૌને આરામની જરૂર છે."

---

## પ્રકરણ ૯ મું.

---

### વિવાહ.

અમે બધાં સાથે પગથીયાં ઉતર્યા અને પેલી ભોંયરાવાળી લાંબી ચાલી પસાર કરીને પાછા આશાદેવીના જ્વાલામંદિરમાં આવી પહોંચ્યાં. અહીં માયા અમારાથી છૂટી પડી, કારણકે તે બહુ થાકી

ગઈ હતી એમ તેણે કહ્યું. જતાં જતાં તે બોલીઃ "ઓજસ તમારી સંભાળ રાખશે અને નક્કી કરેલે વખતે તે તમને મારી પાસે લઇ આવશે. હવે તમે જાઓ અને આરામ કરો."

માયા ગઈ અને ઓજસ અમને એક સુંદર ખંડમાં લાવ્યો. તેની બારીઓમાંથી આસપાસનો બગીચો દેખાવ દઈ રહ્યો હતો. જે અદ્‌ભુત દેખાવો અમે જોયા હતા તેથી અમારાં મગજ ભરાઇ ગયાં હતાં, એટલે અમે તે વિષે વાતચીત કે વિવાદ પણ કરવાને શક્તિમાન રહ્યા નહોતા. લલિતે ઓજસને કહ્યુંઃ "મારૂં મગજ ભમે છે અને મારે ઉંઘી જવું છે."

ઓજસ અમને સૂવાના ખંડમાં લઇ ગયો, જ્યાં પાથરેલાં બિછાનાં તૈયાર પડયાં હતાં. અમે બિછાનામાં પડીને સૂતા કે તુરત જ બાળકોની પેઠે ઘસઘસાટ ઉંઘવા લાગી ગયા.

જ્યારે અમે જાગ્યા ત્યારે મધ્યાહ્‌ન થઇ ગયો હતો. અમે ઉઠયા, નાહ્યા અને પછી બગીચામાં એકલા ફરવા ગયા. બગીચાની વાડની નજીક એક ઝરણું વહી જતું હતું તેને કાંઠે જઇને અમે એક શિલા ઉપર આરામથી બેઠા અને વાતો કરવા લાગ્યા. લલિત બોલ્યોઃ "કહો કાકા! તમારે શું કહેવું છે? અહીં પૂરી એકાંત છે."

"કહેવાનું બીજું શું હોય? ભારે અદ્‌ભુત અને મગજમાં પણ ન સમાય તેવા બનાવો બની ગયા છે તેની ના કહી શકાય તેમ નથી. આપણે સ્વપ્નાંની પાછળજ ભટકયા છીએ પણ વ્યર્થ ભટકયા નથી. તું ભાગ્યશાળી માણસ છે અને મારી ખાત્રી છે કે તું પૂરો સુખી થવાનો."

મારી તરફ જોઇને તે બોલ્યોઃ "હા, માયા ખૂબ સુંદર છે ખરી, નહિ વારૂ?" તે ધીમે સ્વરે બોલ્યોઃ "પણ કાકા! તે કામરૂ-

દેશમાં જેવી હતી તેવી કાંઈક વિશેષ માનવ સ્વરૂપની હોત તો વધારે સારૂં હતું. મને લાગતું નથી કે તે આપણા જેવી લોહી–માંસની માનવ સ્ત્રી હોય. જ્યારે મને તેણે કપાળપર ચુંબન લીધું ત્યારેજ મને એમ લાગ્યું હતું; પરન્તુ વસ્તુતઃ તે ચુંબન કહેવાય કે નહિ તેજ પ્રશ્ન છે. તેના ઓઠ મારા કપાળ પરના વાળને સહજ અડક્યા હતા. અને હા, એક કલાકની અંદર તે આમ બદલાઇ જાય શી રીતે? લોહી–માંસનું માનવ શરીર કાંઇ અગ્નિમાંથી જન્મ પામતું નથી જ."

મેં પૂછ્યું: " તને ખાત્રી છે કે તે ખરેખર અગ્નિમાંથીજ જન્મ પામી હતી? આપણે તેના નવા જન્મનું જે દશ્ય જોયું હતું તે આપણા મગજનો ભ્રમ પણ કાં ન હોય? આપણે કામરૂ દેશમાં જે માયાને જોઇ હતી તેજ માયા પુનર્જન્મ ન પામતાં કોઈ અદશ્ય શક્તિદ્વારા અહીં આવી હોય તેમ કાં ન બને?"

" કાકા! આપણે તે કાંઇ જાણતા નથી અને હું ધારૂં છું કે જાણી શકવાના પણ નથી. પણ હું કહું છું કે મને તો તે ભયોત્પાદક થઇ પડી છે. હું તેની તરફ અદ્‌ભુત આકર્ષણથી ખેંચાઇ જઉં છું. તેની આંખો મારા શરીરના લોહીમાં આતશ પેદા કરે છે અને તેના હાથનો સ્પર્શ મારા મગજને ઉન્મત્ત બનાવી મૂકે છે. મને તો એમ લાગે છે કે અમો બેઉની વચ્ચે હજી પણ કોઇ અદશ્ય ભેદી આવરણ આવી રહેલું છે, અથવાતો કદાચ એ મારી કલ્પના પણ હોય. અને કાકા! મને એમ લાગે છે કે માયા વિજળુલરેહાથી બીહે છે. કામરૂદેશમાં વિજળુલરેહાના જૂના અવતાર–યામાને મારી નાંખવામાં આવી હતી અને એક કલાકમાં તે વિસરાઇ ગઇ હતી તે સાંભરે છે કે?"

"કદાચ માયા તે બનાવ પછી વધારે દયાળુ બની હશે, લલિત! આપણી પેઠે તેને પણ નવા પાઠો શીખવાના મળ્યા હશે."

લલિતે જવાબ આપ્યો: "હા, હું આશા રાખું છું કે તેમ હોય. તે વધારે દેવાંશી સ્ત્રી બની છે એ વાત ચોક્કસ છે, પરન્તુ કાકા! એ દિવ્ય સ્ત્રીનો હું કેવો પતિ નિવડીશ એજ પ્રશ્ન છે. તમે માનો છો ખરા કે હું તેનો પતિ થઇ શકીશ ?"

"કેમ નહિ ?"

"પેલી વિજ્જુલરેહા કહેતી હતી કે મનુષ્ય અને પ્રેતાત્માનો સંબંધ થઈ શકે જ નહિ અને એવું બીજું કાંઇ કાંઈ કહેતી હતી, તેથી મને લાગે છે કે કદાચ મારા જેવા મનુષ્ય પ્રાણીના ભાગ્યમાં એ દિવ્ય અંશવાળી સ્ત્રીનો પતિ થવાનું ન લખાયલું હોય."

"હું ધારૂં છું કે વિજ્જુલરેહા મનુષ્ય અને પ્રેતાત્માનો સંબંધ ન થાય તેવી માત્ર આશા વ્યક્ત કરી રહી હતી. તેવું બધું તે માત્ર તને મુંઝવવાને અને માયાને છોડી દેવાને લલચાવવા માટે જ હોવું જોઇએ. લલિત! એમ નિરાશ ન થા અને સાચો ફીલસુફ બન. દુનિયામાં નહિ જાણવામાં આવેલું એવું તેં જાણ્યું છે અને નહિ બનેલું તે જોયું તથા મેળવ્યું છે; તો આ પણ તને નહિ કેમ મળે? દેવોએ તારી સમક્ષ જે કીર્તિ, પ્રેમ અને સત્તા મૂક્યાં છે તે તું ઉપાડી લે અને ભવિષ્યની વાત ભવિષ્યને આધીન જ રહેવા દે."

એટલામાં ઓજસ આવ્યો અને તેણે ખબર આપ્યા કે આશાદેવી જ્વાલામંદિરમાં અમારી વાટ જુવે છે અને ત્યાં ક્રિયા થવાની છે. માયાને પુનઃ મળવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં લલિત ઉત્સાહમાં આવી ગયો અને એકદમ તૈયાર થઇ ગયો. અમે જ્વાલામંદિરમાં ગયા. અહીં સાધુઓ અમારી રાહ જોઈ રહ્યા હતા. તેમણે લલિતને અને મને નવાં સુંદર વસ્ત્રો પહેરાવ્યાં, જોકે મારા કરતાં લલિતને પહેરાવવામાં આવેલાં વસ્ત્રો વધારે નકસીદાર, સોનેરી-રૂપેરી તારથી

ભરેલાં અને મૂલ્યવાન હતાં. છેવટે લલિતના હાથમાં એક રૂપાનો દંડ આપવામાં આવ્યો અને મારા હાથમાં સાદો દંડ આપવામાં આવ્યો. લલિતે ઓજસને સહજ પૂછ્યું: "અહીં વિજળુલરેહા આવશે કે?" ઓજસે જવાબ આપ્યો: "ના, તે તો પાછી કાલુન ઉપડી ગઇ છે અને વેર ઝેર તથા લઢાઈની વાતો કરી રહી છે."

પછી અમને 'માતા'ની જંગી પ્રતિમાની પાસે લઈ જવામાં આવ્યા. ત્યાં લગભગ બસો સાધુ–સાધ્વીઓ એકઠાં થઇને કાંઇ વિધિ કરી રહ્યાં હતાં. આશા અથવા તો માયા અહીં એક ઉંચા આસન ઉપર બેઠી હતી અને તેની પાસે તેવુંજ બીજું ખાલી આસન હતું તે લલિત માટે જ રાખવામાં આવ્યું હશે એમ હું સમજી ગયો. માતાના મુખ ઉપર બુરખો ન હોતો. તેણે ભભકાદાર વસ્ત્રો પહેર્યાં હતાં. તે એક સાધ્વી જેવી નહિ પણ કોઇ મહારાણી જેવી દેખાતી હતી. તેના કપાળ ઉપર પેલી અખંડ જ્યોતની હેઠળ એક સોનેરી પટ્ટો બાંધેલો હતો અને તેની હેઠળ તેનો ભરાવદાર લાંબો ચોટલો ઝૂકી રહ્યો હતો. તેના સુંદર હાથ તદ્દન ખુલ્લા હતા અને જમણા હાથમાં રત્નજડિત ઘંટડીઓ વાળો રાજદંડ શોભતો હતો. કોઈ પણ મહારાણી કે સમ્રાજ્ઞીને મેં આવી ભભકાદાર રીતે અને પવિત્ર પ્રતાપવંતા વાતાવરણમાં બેઠેલી કદાપિ જોઇ નહોતી.

અમે માયાની સમીપે જઇ પહોંચ્યા અને માયાએ પોતાનો દંડ ઉંચો કર્યો એટલે સાધુઓ તથા સાધ્વીઓ જે મંત્રોચ્ચારવિધિ કરી રહ્યા હતા તે શાંત થઇ ગયા. માયા આસન ઉપરથી ઉભી થઇ અને લલિતની સામે આવી. પછી તે પોતાનો રાજદંડ લલિતની સામે કરીને બોલી: "હે જવાલામંદિરના સાધુ–સાધ્વીઓ! જુઓ આ આશાએ પસંદ કરેલો તેનો સ્વામી!"

"ભલે પધાર્યા આશાદેવીના સ્વામી !" બધા સાધુ–સાધ્વી એકી સાથે બોલી ઉઠયા.

માયાએ મને પોતાની ડાબી બાજુએ ઉભા રહેવાની ઇશારત કરી અને તેણે લલિતનો હાથ પકડીને પોતાની જમણી બાજુએ ઉભો રાખી બોલવા માંડયું: "હે જગતની માતાના સેવકો અને સેવિકાઓ! મારૂં કથન સાંભળો. આજે પહેલી જ વાર હું તમારી સમીપે મારા સાચા સ્વરૂપમાં દર્શન આપું છું, કારણકે આજસુધી તમે મને બુરખાથી વીંટાયલી જોતા હતા. હું બુરખો વીંટાળતી હતી તેનું કારણ શું હતું તે તમે જાણી લ્યો. તમે આ પુરૂષને જુઓ છો. તે અને તેનો સાથી આપણે મંદિરે આવી ચડેલા કોઇ અજાણ્યા પ્રવાસીઓ છે તેમ તમે માનતા હતા. હું તમને કહું છું કે તે અજાણ્યો પ્રવાસી નથી. પ્રાચીન અને ભુલાઈ ગએલા અવતારોમાં તે મારો સ્વામી હતો અને અત્યારે તે પોતાના પ્રેમ શોધતો અહીં આવી પહોંચ્યો છે. કહે, કંબલકુમાર ! હું કહું છું તે સાચું છે ને ?"

"સાચી જ વાત છે." લલિતે જવાબ આપ્યો.

"આશાના સાધુઓ અને સાધ્વીઓ ! આ મંદિરની સ્થાપનાના કાળથી આશાનો એવો અધિકાર અને રીવાજ છે કે જે આ ગાદી પર આવે તે પોતાનો સ્વામી પસંદ કરી લે; ખરૂં કે નહિ ?"

સાધુઓએ જવાબ આપ્યો: "ખરી વાત !"

માયા થોડી વાર ચૂપ રહી. અત્યંત સુકોમળતાથી તે લલિત તરફ ફરી, તે ત્રણવાર નમી અને ધીમે ઘુંટણમંડીએ પડી. ચમકતી આંખોએ તે લલિત તરફ જોઇને બોલી: "લલિત ! આ બધા સાક્ષીઓની સમક્ષ તું હવે કહે, શું તું મને તારી ધર્મપત્ની તરીકે સ્વીકારવા રાજી છે ?"

"હા ! અત્યારે અને હમેશને માટે હું તને ધર્મપત્ની તરીકે સ્વીકારવા ઉત્સુક છું." લલિતે પણ ધ્રુજતે અવાજે કહ્યું.

માયા હવે ઉભી થઈ અને તેણે પોતાના હાથમાંનો દંડ નીચે નાંખી દીધો. પછી તેણે લલિત તરફ ફરીને પોતાના બેઉ બાહુ પહોળા કર્યા. લલિત પણ તેની તરફ વળ્યો અને તેણે માયાના સુકોમળ ઓઠપર ચુંબન લીધું જ હોત, પરન્તુ મેં જોયું કે માયાના મુખની નજીક લલિતનું મુખ આવતાં લલિતનો ચહેરો એકદમ ફીકકો પડી ગયો ! માયાના મસ્તક પરની જ્યોતના તીવ્ર પ્રકાશથી લલિતનું કપાળ અને તેના માથાના વાળ પ્રકાશી ઉઠયા અને મેં જોયું કે લલિત જેવો કદાવર પુરૂષ માયાના તેજથી અંજાઇને ધ્રુજી ગયો અને મને લાગ્યું કે તે તુરત જ ભોંયે પટકાઇ પડયો હોત ! માયાએ લલિતની આ સ્થિતિ તુરતજ જોઇ લીધી અને તેણે લલિતને પોતાના ઓઠનું ચુંબન લેતો અટકાવવાને પોતાનો હાથ આડો ધર્યો. તુરતજ માયાના વદન ઉપર ભયનું વાદળું ફરી વળ્યું, પણ એક ક્ષણમાં તે પસાર થઇ ગયું. તે લલિતની સામેથી ખસી ગઇ અને પોતાના હાથથી લલિતને ટેકો આપીને તેને ભોંયે પછડાતો બચાવી લીધો. માત્ર એકજ ક્ષણમાં લલિત પાછો સ્વસ્થ થઇ ગયો.

ઓાજસે માયાનો દંડ ભોંયેથી ઉંચકીને તેના હાથમાં આપ્યો. તે લેતી તે બોલી: "હે મારા પ્રિયતમ અને સ્વામી ! તારે માટે જે આસન તૈયાર કરેલું છે તે ઉપર તું બેસ. ત્યાં તું હમેશાં મારી બાજુએ સ્થાન પામશે. મારા દેહની સાથે મેં તને બીજું જે કાંઈ અર્પણ કર્યું છે, તેની હજી તને ખબર નથી અથવા તો હું તને કહી શકું તે કરતાં પણ મેં તને વધારે અર્પણ કર્યું છે. હે આશાના

સ્વામી ! તું તારા આસનપર સ્થાન લે અને સાધુઓના સંમાન તથા પૂજાને ગ્રહણ કર ! "

તે એકદમ બોલી ઉઠયો: "ના; હું તમને બધાને પહેલી અને છેલ્લી વાર કહી દઉં છું કે હું માત્ર એક મનુષ્ય પ્રાણી છું અને દેવોની વાતો, તેમનાં ક્રિયા–વિધિઓ એ કશું જાણતો નથી. માયા ! મારી સમક્ષ કોઇએ નમવું નહિ, માત્ર હું જ એકલો તને નમીશ."

આ હિંમતભર્યા શબ્દોથી બધા આશ્ચર્ય પામી ગયા અને માંહો-માંહે કાંઈ ગણગણાટ કરવા મંડી ગયા. એક સાધુ બોલી ઉઠયો : "ઓ આશાના પસંદ થએલા સ્વામી ! માતા તારી ઉપર કોપ કરશે, માટે ચેતીને બોલ !"

ક્ષણભર માયા પણ ભયભીત થતી દેખાઇ, પરન્તુ તુરત જ તે સ્મિત કરીને બોલી: "ખરેખર, મારે આટલાથી સંતુષ્ટ થવું જોઈએ. હવે વધુ વિધિની પણ જરૂર નથી.

પછી લલિત પોતાના આસનપર બેઠો અને માયા પોતાના આસનપર બેઠી. સાધુઓએ અને સાધ્વીઓએ એક ભજન ગાયું અને પછી તેઓ માયાને નમન કરી કરીને ચાલ્યાં ગયાં. આ બધો વિધિ કાંઈ લલિત અને માયાના લગ્નનો નહોતો પણ વાગ્દાનનો અથવા તો વેવીશાળનો હતો. હવે માત્ર માયાની સમીપે અમે બે જણ, ઓાજસ અને અપાપા એટલાં જણ રહ્યાં. માયા બોલી: "મારા પ્રિયતમ ! બોલ, હવેથી હું તને કયા નામથી બોલાવું ? હું તને કંબલકુમાર કહું–"

લલિતે જવાબ આપ્યો: "નહિ, નહિ, મને લલિત જ કહે. આ અવતારમાં મને જે નામ મળ્યું છે તેજ મને પસંદ છે. કંબલ કુમાર એ નામ આ જમાનામાં ઘણું વિચિત્ર લાગે છે અને વળી

કુંબલકુમાર એ એવો દુર્ભાગી મનુષ્ય હતો કે મને તે નામ પસંદ નથી. તેટલા માટે હું તારો લલિત અને તું મારી માયા!"

"વારૂ, ત્યારે લલિત! તું અને બીજા બધાં અહીંથી હવે જાઓ અને મને એકલી રહેવા દો, કારણકે અહીં બીજા કેટલાકો મારા દર્શને આવવાના છે અને તેઓને મારે મળવાનું છે."

માયાની આ સૂચના સાંભળીને અમે ફર્યા. અમે માન્યું કે જંગલી જાતિઓના સરદારો વગેરે માયાના આ નવા અવતારના દર્શને આવવાના હશે, અથવાતો તેનો વિવાહ થયો તે માટે તેને અભિનંદન આપવા આવવાના હશે. ઓજસ અમને અમારા મનોહર નિવાસસ્થાન પ્રત્યે દોરી ગયો. તે વખતે સાંજ પડી ગઈ હતી. અમે રાત્રિભોજન કર્યું.

હવે અમે બિછાનામાં તરફડીયાં મારવા માંડયાં પરન્તુ ઉંઘ આવી નહિ. કાંઈ ભેદી અસરથી અમને અકળામણ થવા લાગી. લલિતે ઓરડામાં આમથી તેમ ફરવા માંડયું અને મને પૂછયું: "માયા કેમ અહીં આવી નહિ? શું તે દર્શન દેવાના કાર્યથી હજી નવરી પડી નહિ હોય? હું તેને ફરીથી મળવા ઇચ્છું છું. તેનાથી દૂર રહેવાનું મારાથી સહ્યું જતું નથી. મને એમ લાગે છે કે જાણે મને તે પોતાની તરફ ખેંચી રહી હોય."

"માયા હજી કેમ ન આવી તે હું શું જાણું? પૂછ ઓજસને. તે બહાર સૂતો છે." મેં જવાબ આપ્યો.

અમે બહાર ગયા અને ઓજસને તે વિષે પૂછ્યું; પણ અમારો પ્રશ્ન સાંભળીને તેણે માત્ર સ્મિત કર્યું. તેણે જવાબ આપ્યો કે "આશા હજી મંદિરમાંથી પોતાના નિવાસસ્થાને પાછી ફરી નથી, એટલે તે ત્યાંજ–મંદિરમાં જ હશે."

"તો પછી હું તેની પાસે જઉં છું. ઓજસ ! અને કાકા ! તમે મારી સાથે ચાલો."

ઓજસે વિનયપૂર્વક ના કહી અને જણાવ્યું કે: "મને માત્ર તમારે બારણે બેસવાની જ આજ્ઞા છે એટલે હું તમારી સાથે આવી શકતો નથી, પરન્તુ તમારે માટે બધા માર્ગો ખુલ્લા છે, એટલે જો તમને ઠીક લાગતું હોય તો તમે એકલા જઇ શકો છો."

"મને તો ઠીકજ લાગે છે." લલિતે જવાબ આપ્યો: "કહો, કાકા! તમે આવો છો કે હું એકલો જઉં ?"

મેં જરા આનાકાની કરી. જ્વાલામંદિર એક જાહેર સ્થાન હતું, પરન્તુ માયાએ એમ કહ્યું હતું કે પોતે ત્યાં એકલી રહેવા ઇચ્છે છે, એટલે શું કરવું તે મારે માટે વિચારભરેલું હતું. મારી આનાકાની સાંભળીને લલિત તો એકદમ ચાલતો જ થઇ ગયો.

"પણ તને કદાચ રસ્તો હાથ નહિ લાગે—તું ભૂલો પડીશ." એમ કહીને મારે પાછળ પાછળ દોરાવું પડ્યું.

*　　　*　　　*　　　*

પ્રિય વાચક ! અહીંથી અધૂરો રહેલો વાર્તાનો ભાગ "અપ્સરાનો અવતાર—ભાગ ૪ થા"માં વાંચી લેજો. પછી વધુ એકકે ભાગ તમારે વાંચવો પડશે નહિ, કારણકે એ ભાગમાં વાર્તા પૂરી થઇ જશે. ૭ આનાની પોસ્ટની ટીકીટો બીડનારને એ છેલ્લો ભાગ ઘેરબેઠાં પહોંચાડવામાં આવશે. એક ભાગ કદમાં મોટો થશે. મળવાનું સ્થળ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા, અમદાવાદ.



# ધી સ્ટુડન્ટસ કોહીનુર ઇંગ્લીશ ગુજરાતી

# ડીકસનેરી

સાઇઝ ૪×૨॥ ઇંચ. પૃષ્ટ સંખ્યા ૫૫૦. ઉપયોગી શબ્દો આશરે ૯૦૦૦ છે. આમાં શબ્દ તેનો ઉચ્ચાર અને અધરવર્ડ એમ આપેલા છે. કિં, ૧ રૂ. પોસ્ટેજ ૪ આના જુદા.

# ધી જેમ પોકેટ ઈંગ્લીસ ગુજરાતી

# ડીકસનેરી

સાઈઝ ૩×૫ ઇંચ પૃષ્ટ સંખ્યા ૧૧૫૦ ઉપયોગી આશરે ૨૫૦૦૦ શબ્દો જેમાં ઇંગ્રેજી શબ્દ તેનો ઉચ્ચાર ગુજરાતી મુળ અને અધરવર્ડ એમ આવેલા છે લેટીન અને ગ્રીકફ્રેમીઝ પણ છેવટે આપેલા છે. કિં. ૨ રૂ. પોસ્ટેજ ૬ આના.

# સ્ટુડન્ટસ ઈંગ્લીસ એન્ડ ગુજરાતી

# ડીકસનેરી

કર્તા જન્મશંકર મેંકોડી બી. એ. સાઇઝ ૫॥×૮॥ ઈંચનાં પૃષ્ટ સંખ્યા ૯૦૦ ઉપયોગી શબ્દો આશરે ૨૮૦૦૦ છે આમાં શબ્દ તેના ઉચ્ચાર અને જુદા જુ । અર્થ આપેલા છે ટુંકામાં આ ડીકસનેરી સસ્તી અને સારી છે. કિં. ૩॥ રૂ. પોસ્ટેજ ૧૦ આના જુદા.

# ધી સ્ટુડન્સ ઈગ્લીશ એન્ડ ગુજરાતી

# ડીકસનેરી

કર્તા ભગુભાઇ કારભારી સાઇઝ ૧૦×૭ ઈંચના પૃષ્ઠ સંખ્યા

૫૫૦ આમાં ઉપયોગી શબ્દો આશરે ૨૫૦૦૦ ઉપર છે આમાં શબ્દ તેના ઉચ્ચાર અને અધરવર્ડ આપેલા છે. કિ. ૬ રૂ. પોસ્ટેજ ૧૨ આના.

# ધી હેન્ડી ઈંગ્લીશ ગુજરાતી એન્ડ ગુજરાતી ઈંગ્લીશ

# ડીક્સનેરી

કર્તા એસ. કે. વૈદ્ય. બી. એ. સાઈઝ ૯॥+૭॥ ઈંચના પૃષ્ઠ સંખ્યા ૯૩૮ આમાં ઉપયોગી શબ્દ ઈંગ્રેજી અને ગુજરાતી આશરે ૪૪૦૦૦ છે. આમા ઈંગ્રેજી શબ્દ તેનો ઉચ્ચાર અર્થ અને અધરવર્ડ આપેલા છે ગુજરાતી ઈંગ્લીશ ડીકસનેરીમાં ગુજરાતી અને ઈંગ્રેજી જુદા જુદા નામો આપેલા છે. ઈંગ્રેજી ગુજરાતી અને ગુજરાતી ઈંગ્રેજી એમ બે ડીકસનેરીયો ભેગી આપેલી હોવાથી બે ડીકસનેરીયો ખરીદ કરવાની જરૂર નથી અને તે હીસાબે આની કિંમત સસ્તી છે. ગ્લેજ કાગળ પાકું પુંઠું છતાં કમિંત માત્ર રૂ. ૭ પોસ્ટેજ ૧ રૂ.

# ધી સ્ટુડન્ટસ સ્ટાંડર્ડ ઈંગ્લીશ ગુજરાતી

# ડીક્સનેરી

કર્તા વ્યાસ અને પટેલ. સાઇઝ ૧૦॥×૭ ઈંચના પૃષ્ઠ સંખ્યા ૯૬૫, આમાં ઈંગ્રેજી શબ્દ તેનો ઉચ્ચાર, રૂટ, અધરવર્ડઝ તેના મીનીંગ, ઇડીયોમેટીક ફ્રેઝીઝ વીગેરે છે. શબ્દ સંખ્યા આશરે ૨૫૦૦૦ છે. કાગળ ગ્લેજ ઉંચા પાકું પુંઠું સુંદર છપાથણી છતાં કિ. રૂ. ૧૨. પોસ્ટેજ ૧॥ રૂ.

# ધી સ્ટાંડર્ડ ઈંગ્લીશ ગુજરાતી

# ડીકસનેરી

કર્તા. વ્યાસ અને પટેલ. સાઇસ ૧૦॥×૭ ઇંચના પૃષ્ઠ ૧૬૮૮ આમા ઇંગ્રેજી શબ્દ તેનો ઉચ્ચાર, રૂટ, અધરવર્ડ્ઝ, તેના મીનીંગ ઇડીયોમેડીટ ફ્રેઝીઝ અને ચિત્રો આપેલાં છે. ગુજરાતી ભાષામાં આ મ્હોટામાં મોટી ડીકસનેરી છે. કિં. રૂ ૧૮ પોસ્ટેજ રૂ. ૨ સદર બે ભાગમાં બાંધેલીની કિંમત રૂ. ૧૯ પોસ્ટેજ ૨ રૂ. જુદા.

# ધી સીલ્વરસ્ટાર ગુજરાતી ઇંગ્રેજી

# ડીકસનેરી

ઘણી ન્હાની છે. જરૂર જરૂરની માહીતી આમાં આપવામાં આવી છે. સાઇઝ ૩॥×૨॥ ઇંચ સાઇઝનાં પૃષ્ટ ૨૫૦, પાકું પુંઠું કિં. ૧ રૂ. પોસ્ટેજ ૪ આના.

# ધી જેમ ગુજરાતી ઈંગ્લીશ ડીકસનેરી.

કર્તા કે. બી. નાણાવટી. આમાં ગુજરાતી શબ્દ અને તેના જુદા જુદા ઇંગ્રેજી અર્થ આપેલા છે. આશરે ૨૩૦૦૦ શબ્દનો સમાવેશ છે. ઉપરની ૪૭૫ ગુજરાતી કહેવતોની બરોબર ઈંગ્રેજી કહેવતો આપવામાં આવી છે. કાગળ ગ્લેઝ ઉંચા, સાઇઝ ૩×૫॥ ઇંચના ૧૧૭૭ પાકું પુંઠું કિંમત રૂ. ૨॥ પોસ્ટેજ ૮ આના.

# ધી હેન્ડી ઈંગ્લીશ ગુજરાતી અને ગુજરાતી ઈંગ્લીશ

# ડીક્ષનેરી.

આમાં ગુજરાતી ઇંગ્રેજી ડીક્ષનેરી પણ સામેલ રાખેલ હોવાથી ઘણી ઉપયોગી છે. કિં. રૂ. ૭ પોસ્ટેજ ૧ રૂ.

# એન ઈટીમોલોજીકલ ગુજરાંતી ઈંગ્લીશ

# ડીક્ષનેરી.

કર્તા એમ. બી. બેલસરે ગુજરાતી ઇંગ્રેજીની આ મોટામાં મોટી ડીક્ષનેરી છે આમાં ગુજરાતી શબ્દ તેના ઇંગ્રેજીમાં ઘણા જુદા જુદા અર્થ વાક્યથી થતા ગુજરાતી જુદા જુદા અર્થ વિગેરે સર્વ બાબતો વિસ્તાર પૂર્વક ખુલાસા સાથે આખો સંગ્રહ છે. કાગળ ગ્લેજ ઉંચા ૭+૯ાા ઇંચ સાઈઝનાં ૧૨૦૦ પૃષ્ઠ પાકું સોનેરી પુંઠું કિં. ૧૨ રૂ. પોસ્ટેજ ૨ રૂ. જુદા.

મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

**આશુક માશુક ના પ્રેમ પ્રસંગોથી ભરપુર**

# પ્રવીણસાગર.

ગુજરાતી ટીકા સહિત. આ પ્રસિદ્ધ ગ્રંથ સ્વસ્થાન રાજકોટ
કૈલાસવાસી મહારાજાધિરાજ શ્રી મહેરામણજીએ પોતાના નિષ્પ
સહાયકોની સમ્મતિથી સં. ૧૮૮૪ માં રચેલો છે. ગ્રંથ એટલી બ
ચતુરાઇથી ભરપુર છે, કે તેણે ભાષાના નામાંકિત અને ચતુર કવિ
ઓનાં મન હરિ લીધાં છે. **આખો ગ્રંથ આશુક માશુકની પરમ
પ્રેમ મહીમાથીજ** વર્ણવેલો છે સાથે નાયક નાયકાના બે
**નાડીપરિક્ષા, અશ્વપરિક્ષા, શુકનાવલી,** રણસંગ્રામની પંડિત
**રાજનીતિ, અને વિદ્યા, રાગ, તેની** ઉત્પત્તિ, વિરહાલાપ,
**ઇશ્વરભકિત સાથે અષ્ટાંગ** યોગનું નાનાવિધ અલંકારથી રસમય
વાણીવડે સવૈયા, કવિત્ત, છપ્પા, આદિ અનેક છંદથી વર્ણવેલું છે,
ટુંકામાં જેમ કલ્પવૃક્ષ તળે જે ઇચ્છા રાખીએ તે તેને મળે છે, તેમ
આ ગ્રંથમાંથી ભોગ વિલાસ પામશે, યોગીજનો યોગ વિદ્યાને પામશે
તેમજ પ્રેમીજનો પ્રેમલીલાને પામીને મનમાં હર્ષ લાવશે, કવિયો ર
અલંકાર અને છંદને પામશે ચતુર પુરૂષો ચતુરાઇને પામી રાજી ર
આ મનોહર **ગ્રંથના નાયક પ્રવીણ તે રાજકુંવરી સુજાન**
**અને સાગર તે રાજકોટના ઠાકોર મહેરામણજી છે સંપુર્ણ
લેહેરો ૧૦૪ ચિત્રકાવ્ય સહિત પૃષ્ટ ૮૭૫ સોનેરી ગીલ્ટ
પુંઠા સહિત કિંમત રૂ. ૮-૦-૦ પોસ્ટેજ ૧૦ આના જુદા**

મળવાનું ઠેકાણું:-

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

ધર્મ વિજય પ્રીં. પ્રેસ રતનપોળ-**અમદાવાદ.**